# જીવનનો વૈભવ




પ્રવચનકાર :

નાનક શાન્તમૂર્તિ, સ્થવિરપદવિભૂષિત,

ગુરુ મહારાજ શ્રી કિશનલાલજી મ. સાહેબના

શિષ્યરત્ન પ્રિયવક્તા

**પં. શ્રી વિનયચંદ્રજી મહારાજ**





સંપાદક

સ્વતંત્ર વિચારક

**શ્રી મનોહરમુનિજી મહારાજ**

શાસ્ત્રી, 'સાહિત્યરત્ન'





: પ્રકાશક :

**શ્રી. સૌરાષ્ટ્ર સ્થા. જૈન સંઘ**

અમદાવાદ

# સમર્પણ

*

શ્રદ્ધેય ગુરુદેવ તુલ્ય બાલબ્રહ્મચારી, પ્રસિદ્ધ
વક્તા શ્રી સૌભાગ્યમલજી મહારાજ
સાહબ, શ્રદ્ધેય ગુરુદેવે આત્મિક
જીવન આપ્યું અને આપે જીવન
વૈભવનો માર્ગ શીખ્યો તે જ
જીવન વૈભવ આજે
આપને સમર્પિત કરતા
આનંદની - ઊર્મિઓ
ઊઠે છે.

આપનો
લઘુગુરુભ્રાતા,
**મુનિ વિનયચંદ્ર**



પંડિતરત્ન પ્રિયવક્તા

શ્રી વિનયચંદ્રજી મહારાજના

વ્યાખ્યાનના પ્રારંભમાં બોલાતી

## સ્તુતિ

જય અચલાસન શાંતિ સિંહાસન ।
દંભ વિનાશન શાસન મંડન ।
સુમતિ કારણ કુમતિ નિવારણ ।
ભવ ભવ ભામણુ શીતલ ચંદન ।
જય કરુણાવરુણાલય જય જય ।
જીવ સભી કરતે અભિનંદન ।
જય સુખ કંદન દુરિત નિકંદન ।
જય જગવંદન ત્રિશલા નંદન ॥

*

# પ્રસ્તાવના

## જીવનનો શાશ્વત વૈભવ

સંપત્તિ પણ એક વૈભવ છે બંગલા અને ફર્નિચરમાં પણ વૈભવની ઝલક દેખાય છે ચકમકતી મોટરોમાં વૈભવ હાસ્ય કરે છે તો સત્તાની હકૂમતમાં પણ તે દૃશ્યમાન થાય છે કિન્તુ આ બધી ચમક અને દમક ઢળતા સૂર્યની જેમ એક દિવસ ઢળી જાય છે, કેમકે એ ક્ષણિક છે વૈભવ વિલાસ પ્રતિ લઈ જાય છે અને વિલાસમાં વિનાશનું છૂપું નિમંત્રણ રહેલું હોય છે.

જીવનનો વૈભવ વિલાસ પ્રતિ નહિ પરંતુ વિકાસ તરફ લઈ જાય છે; સંપત્તિના વૈભવ સામે દુનિયા ઝૂકે છે, પરંતુ પછી નહિ સંપત્તિ અને સત્તાધારીઓની સામે માણસ ઝૂકે છે, પણ તે સામેથી જ, પાછળથી નહિ. એના ચાલ્યા જવાથી સ્વાગત ને સન્માન પણ ચાલ્યા જાય છે કિન્તુ જીવનના વૈભવશાળીઓ સદૈવ પૂજાય છે તેની સામે જ નહિ, પાછળથી પણ એને યાદ કરાય છે

Men of genius stand to society in the relation of its intellect as men of character of its conscience which the former are admired, the latter are followed.

આ જ અર્થમાં કહીએ તો જીવનના વૈભવશાળીઓના જીવનકાળમાં દુનિયા તરફથી એમને પથ્થરો જ મળે છે, સ્વાગતના સુમનો એમની સમાધિ ઉપર જ ચઢે છે

હવે આપણે એ વિચારીએ કે જીવનનો શાશ્વત વૈભવ શું છે? જીવનનો વૈભવ, એ બધા આત્મિક સદ્‌ગુણોમાં ઓતપ્રોત થએલ છે જે આપણને જીવનમાં આગળ વધવાની પ્રેરણા આપે છે, જેના પ્રકાશમાં આપણને ગરી-

ઓમાં ભગવાનનાં દર્શન થાય છે પતિતોમાં પણ પાવન પ્રભુની છાયા દેખાય છે આપણાં હિતોને ઠોકરે મારનાર શત્રુને ક્ષમા કરી આપણે એક વિલક્ષણ આનંદની અનુભૂતિ અનુભવીએ છીએ અને બીજાની સેવા કરવાનો જે સંતોષ પામીએ છીએ—આ સર્વ આપણા જીવનનું ઝવેરાત છે એને આપણી પાસેથી કોઈ છીનવી શકતું નથી કાળની આંધી એની રેખાઓને ભૂંસી શકતી નથી.

જીવનનો આ શાશ્વત વૈભવ પ્રિયવક્તા શ્રી. વિનયચંદ્રજી મ. સા ની વાણી દ્વારા આપ પી શકો છો. વાસ્તવમાં જીવનની અનુભૂતિઓ અભિવ્યક્ત થઈને સમાજનો નિધિ બની જાય છે એ નિધિ પાઠકોના હાથમાં આવી રહી છે

આમ તો પ્રિયવક્તા શ્રીજીના પ્રવચનનાં ત્રણ પુસ્તકો મુંબઈથી પ્રગટ થઈ ચૂક્યાં છે કિન્તુ એ શીઘ્ર સમયમાં ખલાસ થઈ ગયાં અને જનતાની માંગ ચાલુ જ રહી ગઈ એથી એ ત્રણે પુસ્તકોનું આ નવું સંસ્કરણ છે કિન્તુ ઘણી પરિવર્તિત શૈલીમાં આ સંસ્કરણ આપના હાથમાં આવી રહ્યું છે જે ત્રણ વિભાગોમાં છે ×

આ નવા સંસ્કરણ, જીવનપ્રેરણા અને ધર્મદેશનાના રૂપમાં એ ખૂબ સારી રીતે સંકલિત કરવામાં આવેલ છે અને દળદાર ગ્રંથના રૂપમાં પાઠકો પાસે પહોંચી રહ્યું છે આમાં ત્રણે પુસ્તકોના અધિકાંશ પ્રવચનોની સાથે સાથે અમદાવાદ ચાતુર્માસનાં પણ બે પ્રવચનો આપવામાં આવ્યાં છે સંઘના કાર્યકર્તાઓની ભાવના હતી કે અમદાવાદ ચાતુર્માસનાં કેટલાક વિશેષ પ્રવચનોનો આમાં સમાવેશ થાય કિન્તુ આમ કરવા જતાં ગ્રંથનું કદ વિશેષ વધી ન જાય અને એની સુંદરતા સમાપ્ત ન થાય એ માટે અહીંનાં વધારે પ્રવચનો આપવામાં આવ્યાં નથી.

પુસ્તક પ્રકાશન વ્યવસ્થામાં સંઘના ઉત્સાહી કાર્યકર્તાઓનો સારો સહકાર મળ્યો તે અભૂતપૂર્વ છે પ્રેસ વ્યવસ્થાપક શ્રી મણિલાલભાઈ તથા શ્રી. શાંતિલાલભાઈની કાર્યકુશળતાથી પ્રસ્તુત પુસ્તક શીઘ્ર પાઠકોના હાથમાં આવી રહ્યું છે અને પુસ્તકની છપાઈ સ્વચ્છતા અને શુદ્ધિ અંગે એમનું

× હિંદી પુસ્તકો પણ ખલાસ થઈ જવાથી સન્મતિ પ્રચારક સંઘના હિંદી વિભાગ તરફથી હિંદીમાં પણ પ્રકાશિત થઈ ગયાં છે જેની કિંમત પાંચ રૂપિયા રાખવામાં આવી છે.

# પુરોવચન

દરેક સંસ્કૃતિના વિકાસમાં સાહિત્યનું અનોખું સ્થાન છે. સાહિત્ય દ્વારા, વિચારોનો પ્રચાર જનતામાં થાય છે અને ક્રાંતિની ચિનગારી તેમાંથી પ્રગટે છે. આપણો જૈન ધર્મ વિશ્વધર્મ થઈ શકે તેવી શક્તિ ધરાવે છે તેમ છતાં સાહિત્યના ક્ષેત્રે કેટલેક અંશે સાંપ્રદાયિકતા જોવામાં આવે છે. તેમજ જૂની ઢબેથી લખાતું અને છપાતું સાહિત્ય આજના વિજ્ઞાનયુગમાં આકર્ષક નિવડતું નથી. પરિણામે આપણું સાહિત્ય પરિમિત ક્ષેત્રમાં વંચાય છે અને બહુજનસમાજ તેનાથી વંચિત રહે છે. આથી લોકભાષામાં સરળ રીતે લખાયેલ અને લોકરુચિ જળવાઈ તેવું રસપ્રદ વાંચન સમાજને વધુ ઉપયોગી થશે એમ માનીને અમે 'વ્યાખ્યાન સંગ્રહ' નાં કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. બા. બ્ર. વિદુષી મહાસતિજી શ્રી પ્રાણકુંવરબાઈ સ્વામીના અજમેરનાં સં. ૨૦૧૩ ની સાલનાં વ્યાખ્યાનોની બે આવૃત્તિ છપાવવા છતાં એક પણ પુસ્તક સીલીકમાં નથી. દક્ષિણ વિહારી વિદુષી મહાસતિજી સુમતિકુંવરજીનાં વ્યાખ્યાનો છપાવેલાં તેની નકલો પણ ખલાસ થઈ ગઈ છે. સં. ૨૦૧૫ નાં ચાતુર્માસનાં બા. બ્ર. વિદુષી મહાસતિજી શ્રી પ્રાણકુંવરબાઈ સ્વામીનાં વ્યાખ્યાનો બે ભાગમાં તાજેતરમાં છપાવેલાં જે પણ લગભગ વેચાઈ જવા આવ્યાં છે. આ રીતે આ પ્રકારના વ્યાખ્યાનસંગ્રહોને સમાજનો પણ સારો આવકાર મળ્યો છે અને સૌ કોઈને તે ખૂબ ઉપયોગી નિવડેલ છે.

સાધુ-સંતોના ગેરહાજરીમાં આવા વ્યાખ્યાન-સંગ્રહોમાંથી રીતસરનાં વ્યાખ્યાનો સમુદાય પાસે વંચાય છે અને નાનાં ગામડાંઓમાં પર્યુષણપર્વમાં આ જાતનું ઉપકારક નિવડે છે. આ રીતે આવા વ્યાખ્યાનસંગ્રહો સમાજમાં ઘણા લોકપ્રિય નિવડ્યા હોવાથી ચાલુ ચાતુર્માસે અત્રે બિરાજતા પ્રિય વક્તા પં. મુનિશ્રી વિનયચંદ્રજી મહારાજ સાહેબનાં વ્યાખ્યાનોનો સંગ્રહ કરવાનો અમે વિચાર કર્યો. પરંતુ પૂ. મહારાજ સાહેબના મુંબઈના ચાતુર્માસનાં વ્યાખ્યાન સંગ્રહનાં ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ થઈ ચૂક્યાં હોવાથી વધુ વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવાને બદલે ઉપરનાં ત્રણે પુસ્તકો કે જે હાલમાં ખલાસ થઈ જવા આવેલ છે તેનો સંકલિત એક ગ્રંથ બને તો ગુજરાત સૌરાષ્ટ્ર જે પૂ. મહારાજ સાહેબનાં વ્યાખ્યાનોથી અપરિચિત છે તેને ખાસ ઉપયોગી થશે તેવું તેમની

વાતચીત પરથી જણાતાં શ્રી સંઘે આ પ્રકાશન કરેલ છે અમદાવાદનાં ચાતુર્માસના કેટલાક વ્યાખ્યાનો ઉમેરવાની અમારી ભાવના હોવા છતા માત્ર એ વ્યાખ્યાનો અમે ઉમેરી શકયા છીએ અને બાકીનાં વ્યાખ્યાનો ઉપરોકત પુસ્તકોમાથી લીધા છે

પૂ. મહારાજ સાહેબના વ્યાખ્યાનો સાપ્રદાયિક ભાવનાથી પર છે તેમની માતૃભાષા હિંદી હોવા છતા મુબઈના તેમના ચાતુર્માસ દરમિયાન તેમણે ગુજરાતી ભાષા ઉપર એટલુ બધુ પ્રભુત્વ મેળવ્યુ છે કે ભાગ્યે જ તેમને કોઈ બિનગુજરાતી ધારી શકે ગુજરાતી ભાષાનો તેમનો શબ્દસંકોળ અખૂટ છે, ભાષાલાલિત્ય અલૌકિક છે અને વ્યાખ્યાનશૈલી પણ અનુપમ છે. તેમના વ્યાખ્યાનોમા માનવજીવનના અનેકવિધ પ્રશ્નો ખૂબ ઝીણવટથી છતા રસપૂર્વક ચર્ચાયા હોય છે, તેમજ તેઓ આજના યુગપ્રવાહને પિછાની તદ્દન નવીન દષ્ટીથી મૌલિક વિચારોની એવી અસરકારક રજૂઆત કરે છે કે સૌ કોઇને અને ખાસ કરીને યુવકવર્ગને તેઓ મન્ત્રમુગ્ધ કરી દે છે. તેમના શબ્દકોશમા નિરાશા અને પામરતા જેવા શબ્દો નથી જીવનમાં સાધના કરતા કરતા પણ જીવનમા આનદ માણવાની તેમની અનુપમ કળા છે. સમાજને પ્રગતિના માર્ગે લઈ જવાની તેમની ઝખના છે અને તેથી સમાજના સડાઓ તથા વિકૃતિઓને દૂર કરવા પણ તેઓ સચોટ રીતે કહેતા અચકાતા નથી એમની મધુર વાણીથી અપરિચિત વ્યક્તિ પણ તરત જ પરિચિત થઈ જાય છે એમના વ્યાખ્યાનો હૃદયની વિશાળતા અને વિચારોના વૈભવથી ભરપૂર છે જેથી આ સગ્રહનુ નામ 'જીવનનો વૈભવ' રાખવામા આવેલ છે આવુ સુદર પ્રેરણાત્મક પ્રકાશન સમાજના કરકમલોમા ધરતા અમે હર્ષ અનુભવીએ છીએ અને અમારા બીજા પ્રકાશનોની જેમ આ પ્રકાશન પણ સમાજમા આદર પામશે એવી આશા રાખીએ છીએ

આ પ્રકાશન કરવા માટે મુબઈના કાદાવાડી સઘના કાર્યવાહકો તથા સન્મતિ પ્રચારક સઘના કાર્યવાહકો જેમણે મૂળ પ્રકાશનો કરેલ તેમની અનુમતિ માટે અમે આભાર માનીએ છીએ

લી

કાન્તિલાલ જીવણલાલ શાહ
પ્રમુખ

સાં ૧૧-૧૦-૧૯૬૪
ઘીકાંટારોડ
નગરશેઠનો વડો
અમદાવાદ

અમૃતલાલ મગનલાલ ગાંધી
માનદ્‌મત્રી

શ્રી સૌરાષ્ટ્ર સ્થાનકવાસી જૈન સંઘ,
અમદાવાદ.

### શ્રી વિનયચંદ્રજી મહારાજ સાહેબની

# પરિચય રેખા

## ( દીક્ષા-કહાની )

લેખક શ્રી. મનોહરમુનિજી મ શાસ્ત્રી, "સાહિત્યરત્ન"

પ્રિયવક્તા શ્રી વિનયચંદ્રજી મહારાજ એ નામમાં એક સહજ આકર્ષણ છે મુંબઈનગરી ઉપર તેમણે મોહિની ફેલાવી દીધી છે એમના પ્રવચનોએ અમને જીવનનો નવો રસ ચખાડ્યો છે જીવનને તપાસવાને તથા પારખવાને એક નવી તક આપી છે કેમ જીવવું શા માટે જીવવું, એ જીવનની કલા શીખવાનો સુઅવસર મને મળી ગયો છે

આ શબ્દો મુંબઈ કોટ્સ બના ઉપપ્રમુખ શેઠ મગનલાલભાઈ પી. દોશીએ પ્રિયવક્તા પ શ્રી. વિનયચંદ્રજી મા.નું કોટ ઉપાશ્રયમાં સ્વાગત કરતાં કહ્યા હતા.

એ જ દિવસે બપોરે વિદુષી વ્યાખ્યાતા બાલબ્રહ્મચારિણી શારદાબાઈ સ્વામી આવ્યાં. વંદન કર્યાં પછી એ પણ બોલી ઊઠ્યાં ગુરુદેવ, ઘણું દિવસોથી ઈચ્છા હતી કે એક વાર આપનાં દર્શન કરું આપના પ્રવચનનું પુસ્તક જ્યારથી વાંચ્યું તું ત્યારથી તો આ ઈચ્છા અસત પ્રબળ થઈ ગઈ. આપે એવું શું આકર્ષણ મુંબઈવાસી ઉપર કરી નાખ્યું છે કે જ્યાં જાઉં છું ત્યાં મુંબઈની નાનમિયાં બાઈબહેનો આવે છે વંદન કરી લીધા પછી તેમનો પહેલો પ્રશ્ન એ હોય છે કે પ શ્રી. વિનયચંદ્રજી મા. ક્યાં છે ? અને ક્યારે પધારશે ? આપે કેવું જાદુ આ મુંબઈવાસીઓ પર કર્યો જાદુ કરી દીધો છે "

આ ઉદ્ગારોમાં સ્નેહ અને શ્રદ્ધા તો છલકતી હતી પણ સાથે વાસ્તવિકતા પણ ઓછી નહોતી. પ્રિયવક્તા પ શ્રી. વિનયચંદ્રજી મા ના પ્રવચનોમાં જેમ મધુરતા છે તેમ તેમના જીવનના સ્વરો પણ ઓછા મધુર નથી. ખરી રીતે મધુર ક્યાંયથી ઉછીનું નથી થઈ શકતું અને કદી થઈ પણ લીધું તો એનું વ્યાજ જ એટલું મોટું હોય છે કે ચાર ઉપર પાંચમા

દિવસ સુધી એ રોકાઈ પણ શકતુ નથી એટલે તો કહેવાય છે કે કૃત્રિમ-તાનુ આયુષ્ય બહુ જ નાનુ હોય છે સ્વભાવની સરસતા, ઓજસ્વિતા અને મધુરતા તેમના પ્રવચનોની ત્રિવેણી બની ગઈ છે એથી તો શ્રોતા એમની પાસે પોતાને પ્રફુલ્લિત અને તાજગીભર્યા અનુભવી શકે છે એમના પ્રવચનોની એ પણ એક વિશેષતા છે કે તેઓ આખા પ્રવચન દરમિયાન શ્રોતાઓ સાથેનો સપર્ક બરાબર એકસરખો જાળવી રાખે છે વચ્ચે વચ્ચે શ્રોતાઓને પ્રશ્ન પૂછતા જાય ને શ્રોતાઓ હસતા, પ્રસન્નતા અનુભવતા, સ્મિત કરતા પ્રવચનધારાનુ પાન કરતા રહે છે મહારાજશ્રી પણ ક્યારેક ક્યારેક બોલી ઊઠે છે કે "હુ મારા શ્રોતાઓને પણ કદી આરામથી બેસવા દેતો નથી" આ સાભળીને શ્રોતાઓ ખડખડાટ હસી ઊઠે છે

એમના પ્રવચનની એક એ પણ વિશેષતા છે કે એક વાર સાભળ્યા પછી સાભળનાર વિવશ બની ફરી ફરી સાભળવા ખેચાઈ આવે છે

વ્યક્તિનુ નામ તો ખ્યાલમા નથી પણ એ ગામનુ નામ જરૂર યાદ છે ઇગતપુરીમા એક ભાઈને મે સહેજ પૂછ્યુ "આપ પ્રવચનમા કેમ નથી આવતા?" એમણે હસતા હસતા જવાબ આપ્યો "જી નહી, હુ એક વાર પણ આવ્યો નથી અને કદી ન આવવાનો વિચાર પણ છે" "કેમ?" મે પૂછ્યુ આ "કેમ"નો તેમણે બહુ મઝાનો ઉત્તર આપ્યો. તેમણે કહ્યું "વાત એમ છે કે મારા પિતાજી તો રોજ પ્રવચનમા આવતા જ હતા એક વાર નાનો ભાઈ પણ તેમની સાથે આવ્યો હવે નવ વાગે એટલે એ ઘેર રહી શકતો જ નથી લાખ કામ છોડીને અહી દોડી આવે છે. એણે એક વાર વ્યાખ્યાન સાભળ્યુ ત્યારથી એને આવી ટેવ લાગી ગઈ છે. જો મને પણ આવી ટેવ લાગી જાય તો પછી દુકાન કોણ સભાળે?"

આવી જ વાત એક બદનાવરના છોકરાએ કહી હતી "મને ખૂબ તરસ લાગી હતી પણ હુ વ્યાખ્યાનમાથી ઊઠ્યો નહિ, જો ઊઠી જાત તો વ્યાખ્યાનની મઝા ચાલી જાત"

પ્રિયવક્તા શ્રીજી મહારાજના પ્રવચનની ધારા મધુર છે તો જીવનની ધારા એનાથી પણ અધિક મધુર છે એ કથા બીજી કોઈ વાર્તા કરતા ઓછી રસપ્રદ નથી

## બાળપણની વીતી વાતો

માલવાની શ્યામલા ભૂમિને સરસ, સજીવ અને ફળદ્રુપ બનાવતી

સિપ્રા નદી પોતાની કલકલ ધારામાં વહી રહી છે એને જ કિનારે વસેલી સમ્રાટ વિક્રમની રાજધાની ઉજ્જૈનનગરી પોતાની ઐતિહાસિક સામગ્રીથી તો સારી રીતે પ્રસિદ્ધ છે જ પણ સાથે સાથે વૈષ્ણવોની એ તીર્થભૂમિ પણ છે એમાં જ રમીકૂદીને વિનયચંદજી મોટા થયા છે

પિતાજીનું નામ પૂનમચંદજી (ચોરડિયા) હતું માતા મેનાબાઈ હતી પણ મા કાળી હતી કે ગોરવર્ણી એની પણ તેમને ખબર નથી કારણ કે છ મહિનાની ઉંમરમાં જ તેમને છોડીને મા સ્વર્ગે સીધાવી. માની મમતા- ભરી ગોદ આપવી કુદરતને પસંદ નહિ હોય તો પણ બહેન સુંદરબાઈ ને. બહેન તથા માના બન્ને પ્રેમ એક સાથે નિભાવવા પડ્યા. મોટી બહેનની સ્નેહમયી ગોદ પણ ઓછી મમતા નથી હોતી. એમને બીજી બે બહેનો હતી એક તીજાબાઈ અને બીજી ધાપુબાઈ તીજાબાઈ તો મૃત્યુ પામી પણ બીજી બહેન ધાપુબાઈ હાલ મહિદપુર (મ. પ્ર.)માં છે એમનો પરિવાર પણ સારી રીતે સુખી અને સમૃદ્ધ છે મોટાભાઈ નથમલજી હતા અને પિતરાઈ ભાઈ શ્રી. ચાંદમલજી પિતા ભાઈ અને બહેન બધાના લાડકા હતા આ બાબૂ- લાલજી બાળપણમાં એમનું લાડનું નામ હતું બાબૂ.

પિતાના સ્નેહપૂર્ણ હાથ નીચે બાબૂલાલજી મોટા થયા. ભણતર પણ ખાસ્સું ઝેસ્વો મિત્રો પણ ઓછા નહોતા. પૈસા પણ બધી તરફથી મળી જતા હતા ક્યારેક પિતાજી તરફથી તો ક્યારેક મામાજી (શેઠ રખબ- ચંદજી) તરફથી તો વળી ક્યારેક ભાઈ ચાંદમલજી પાસેથી મળી જતા. બધાનો પ્યાર મેળવીને અલ્લડ બાળપણ તોફાની પણ બની ગયું હતું મોજ- શોખ પણ ઓછા ન હતા

પણ આ તોફાની બાળપણ પણ હવે કંઈક સમજદાર બની રહ્યું હતું ત્યાં જ અચાનક મોટો ભોગ આવી પડ્યો. વાત એમ હતી કે અચા- નક એક વાર સ્કૂલમાં માણસ બોલાવવા આવ્યો ને કહ્યું પિતાજી સખત બીમાર છે ઘેર પહોંચ્યા ત્યારે બધું સમાપ્ત થઈ ચૂક્યું હતું પિતાજીનું સરણું ચાલી ગયા ફરી થોડા દિવસોમાં મોટી બહેન સુંદરબાઈએ ત્યાં બિરાજતાં સતી ગુલાબકુંવરજી મ. ની પાસે દીક્ષા અંગીકાર કરી લીધી. એમને એમના કાકા કસ્તૂરચંદજીએ ખોળે લઈ લીધા અહીં મોટાભાઈ નથમલ- ચંદના મનમાં પણ વૈરાગ્ય ભાવ ઊભરાઈ રહ્યો અને પૂજ્ય ગુરુદેવ પ્રસિદ્ધ વક્તા. પં. શ્રી સૌભાગ્યમલજી મ. ની પાસે તેઓ ચારિત્ર સ્વીકારી

લીધુ ; કરીકસબા (નિમાડ મધ્ય પ્રદેશ)માં એ દીક્ષાનો મોટી ધામધૂમપૂર્વક ઉત્સવ થયો

**ચરિત્રપ્રેરણા**

પોતાના મોટાભાઈના એ ભવ્ય દીક્ષાપ્રસગ પર બાબૂલાલજી હાજર હતા મોટાભાઈને કહ્યુ "આ બધુ શાતિનો માર્ગ છે તુ પણ આ માર્ગે કેમ નથી આવી જતો?" ભાઈની વાત સાભળી પણ મનને ગમી નહિ. આવુ જે એક વાર બહેને પણ કહ્યુ બાબૂલાલજી બોલી ઊઠયા 'જુઓ, ધર્મકર્મને હુ માનતો નથી તમે મારી બહેન છો અને એઓ ભાઈ છે એ સબધને લીધે હુ તમારી પાસે આવુ છુ પણ આ દીક્ષાબીક્ષાની વાતો મને જરા પણ સારી લાગતી નથી. એટલે જો ભવિષ્યમા ફરી આવી વાત આપના મોઢામાથી નીકળશે તો હુ આપની પાસે આવવાનુ જ છોડી દઈશ'

સાથે એમણે એ પણ કહ્યુ હતુ કે, "પહેલી વાત તો એ છે કે મારે દીક્ષા લેવી જ નથી પણ જો લેવી હશે તો હુ મારે ઘેરથી જ મુનિવેશ પહેરીને આવી જઈશ વરરાજા બનવુ, પીઠી ચોળાવી, ઘોડા પર બેસવુ ને ધામધૂમ કરવી એ બધુ મને પસદ નથી." એ દિવસો તો એ અમસ્તી મજાકની વાત હતી પણ કોને ખબર હતી કે એ શબ્દો એક દિવસ સત્ય હકીકત પણ બની જશે

વચમા એક બીજી વાત પણ કહી દઉ કઈક પૂર્વના કેટલાક સસ્કાર પણ એવા હોય છે કે જે જીવનઘટનાક્રમને સાકળી દેનાર કડીનુ કામ કરે છે ભવિષ્યમા બનનારા બનાવની પહેલેથી આગાહી કરી દે છે, પણ આપણુ મન એવુ છે કે આપણે એ આગાહીને સમજી શકતા નથી અને સમજ્યા પછી પણ અજાણ રહીએ છીએ, તો વાત જે મોટી બહેન (સુંદરબાઈ) પાસેથી સાભળી 'તી તે આમ બની હતી. માતા મેનાબાઈને છોકરીઓ તો હતી પણ તેમણે પુત્રનુ મોઢુ જોયુ ન હતુ માનુ મન પુત્રને ઝખી રહ્યુ હતું એક વાર ગોરજી (વશપરપરા જોઈ આપનાર) આવ્યા. તે થોડુ જ્યોતિષ પણ જાણતા હતા. એને માતા પૂછી બેઠી, 'મારી જન્મપત્રિકામાં છોકરા છે કે નથી?' ગોરજીએ જન્મપત્રિકા જોઈ અને તેઓ બોલ્યા "બાઈ તમારી જન્મપત્રિકા કહે છે કે બે છોકરા થશે પણ તે રહેશે નહિ"

એ વખતે તો "રહેશે નહિ" આ અર્થ જ લેવામાં આવ્યો હતો કે "છોકરા થશે પણ ઝાઝું જીવશે નહિ." એમને શી ખબર કે, "રહેશે

થોડા દિવસો વીતતાં બાળબાઈ જતી રહી અને શરીરમાં શક્તિ આવતી ગઈ તેમ તેમ વિચારો પણ સશક્ત થવા લાગ્યા. સંકલ્પ દૃઢ હતો, એમાંથી પાછા હઠવાનો પ્રશ્ન જ નહતો. પણ એક પ્રશ્ન સામે ઊભો હતો. દીક્ષા લેવી હતી પણ કુટુંબીઓ પાસેથી દીક્ષાની આજ્ઞા મેળવવી અશક્ય નહિ પણ અસંભવિત જ હતી. કારણ કે એ વખતે આખા કુટુંબમાં પુત્ર તરીકે તેઓ એકલા જ હતા કાકાને ત્યાં તો રહેતા જ હતા. બાબા રખ-વચંદજીના પરિવારમાં પણ બધાથી નાના એ જ હતા એટલે બધા કરતા વધારે લાડકા પણ તેઓ જ હતા.

દીક્ષાની આજ્ઞા કોઈ રીતે મળવાની નથી એટલે દીક્ષાની વાત મોઢે લાવવી એ પણ બહુ મોટી ભૂલ થઈ જશે એ સમજી જતા બાબુલાલજીનાં ચૌદ વર્ષના મગજે ગુપચુપ આખી ક્રિયા પતાવવાનો નિશ્ચય કર્યો સાથે સાથે મોટાભાઈને મોઢે તે દિવસે દીક્ષા વિષે જે વાત કહી હતી તે પણ તેમને યાદ આવી હતી 'જો દીક્ષા લેવી હશે તો હું મારે ઘેરથી જ વસ્ત્ર તથા ઉપકરણ લઈને આવી જઈશ' એ જાતની તૈયારીમાં તેઓ મંડી પડયા. પરંતુ પૈસાનો પ્રશ્ન હતો પૈસા લાવવા ક્યાંથી, એક તરકીબ સૂઝી આવી. કાકાજીની તિજોરીના આખા ઇતિહાસની તેમને ખબર હતી, ક્યાં શું મૂક્યું છે, એ બધું જ તેઓ જાણતા હતા કાકાએ પોતાના ભત્રિજાથી કશું જ છુપાવીને રાખ્યું ન હતું એટલે બાબુજીએ તિજોરીમાંથી એક સો રૂપિયા કાઢી લીધા અને બીજે દિવસે બજારમાં ગયા સરસ હરક અને પૉપલીન વગેરે લઈ આવ્યા સાથે થોડુ કેસર પણ લાવ્યા દરજી પાસે ચાદર, ચોલ-પટ્ટો વગેરે સીવરાવી લીધું જ્યારે તે સીવાઈને આવી ગયું ત્યારે ત્રીજે માળે ઉપર જઈ કેસર ઘૂંટીને પોતાને હાથે જ કપડા પર છાંટી લીધું હવે રહ્યો ઓઘાનો સવાલ. આ સવાલ પણ એમ જ ઉકલી ગયો ઘરમાં લગભગ બધી જ વ્યક્તિઓ સામાયિક કરતી હતી અને એ બધાની પાસે જુદી જુદી પૂંજણી હતી રાતના દસ વાગ્યે એ ઊઠ્યા ફાનસ હાથમાં લીધું અને લાગ્યા શોધવા કાકાજીએ પૂછ્યું 'શું કરે છે ?' ત્યારે ચાલાક બાબુજીએ જવાબ આપી દીધો, 'થોડું લેસન કરી લઈ છું આજે માસ્તરે બહુ લેસન આપ્યું છે, કાકાજીના મનનું સમાધાન થઈ ગયું અને બાબુજી પોતાના આ બીજી જાતના અભ્યાસમાં લાગી ગયા પહેલા બધી પૂંજણીઓ છુટી કરી, પછી ઉપર જઈને એ બધીને દોરીમાં પરોવી એક નાનકડો ઓઘો પણ બનાવી લીધો

આટલું મોટું પરાક્રમ રચાયા છતાં કાકાને જરા પણ સંતોષ નહોતો થયો. હવે ગુરુદેવ પાસે કેમ પહોંચવું એ પ્રશ્ન હતો. એ વખતે પૂ. ગુરુદેવ પં. રત્નશાસ્ત્ર વિજયકનકવિજયજી મ. પ્રસિદ્ધવક્તા પં. શ્રી સૌભાગ્યવિજયજી મ. વગેરે પોતાના શિષ્યવૃંદ સાથે લીંબડી (પંચમહાલ)માં ચાતુર્માસ માટે બિરાજેલા હતા. ઉંમર નાની અને અંતર લાંબું હતું એટલે એકલા ત્યાં જવાની હિંમત નહોતી થતી. એક સાથી શોધવાની જરૂર હતી. બાબુજીનો એક સ્નેહી મિત્ર હતો એમનું નામ બાબુલાલજી શર્મા હતું. બાબુજીએ એમને કહ્યું: ગુરુદેવ હાલ લીંબડી છે, અને મારા મોટાભાઈ પણ ત્યાં જ છે એટલે તું મને ત્યાં પહોંચાડી દે. જો દર્શન જ કરવાં હોય તો તું તારા કુટુંબ સાથે જઈ આવ. તે મિત્રે કહ્યું

"માત્ર દર્શન નથી કરવાં, ત્યાં જવાનો મારો બીજો પણ હેતુ છે." બાબુજીએ મિત્રને કહ્યું.

"એ શું છે હું પણ જાણી શકું" મિત્ર બોલ્યો.

"મારે તો ત્યાં જઈને દીક્ષા લેવી છે આથી તૈયારી થઈ ગઈ છે. કપડાં અને ઓઘો બધું તૈયાર છે માત્ર એક સાથીની જરૂર છે એ જરૂર તમે પૂરી કરી દો. હું તમને પચાસ રૂપિયા આપીશ" બાબુલાલજીએ પોતાના મિત્રને પોતાની વાત સ્પષ્ટ કરતાં કહ્યું.

"તો તો હું ચોક્કસ નહિ જ આવી શકું. અમસ્તું જવાનું હોત તો કોઈ પ્રશ્ન નહોતો. પરંતુ આ દીક્ષાનો મામલો છે અને આખું ચોરીછૂપીથી થઈ રહ્યું છે કાલે કદાચ તમારા કાકાજીને ખબર પડી જાય અને એમાં મારું નામ આવે કે આ છોકરાને ફસાવીને લઈ ગયો'તો, પછી મારે તો જેલની જ હવા ખાવી પડે. તું મારો મિત્ર છે રૂપિયાનો કોઈ પ્રશ્ન નથી પણ હું લાચાર છું" બાબુલાલ શર્માએ કહ્યું.

બાબુલાલજી ચિંતામાં પડી ગયા. પણ થોડીવારે કહ્યું: તમે ચિંતા ન કરો. કોઈ મારું ગજું પણ કાપી લે તો પે મારી જીભ તમારું નામ જણાવશે નહિ કે આ મને લીંબડી સુધી લઈ આવ્યો હતો. પ્રશ્ન ખૂબ જ મહત્ત્વનું છે અને તમારા વગર થઈ શકે એમ નથી." મિત્રને ગળે વાત ઊતરી ગઈ અને એણે સંમતિ આપી. નીકળવાનો કાર્યક્રમ નક્કી થયો. શિરસ્થ અગિયાર વાગ્યાની ગાડીમાં જવું અને અમુક સ્થાન પર હું મળીશ તમે પણ ત્યાં તૈયાર રહેજો.

વાત પૂરી થઈ. પ્રોગ્રામ બનાવીને બાબુજી ઘેર આવ્યા તૈયારી પહેલેથી થઈ ચૂકી હતી. પણ ઘેરથી નીકળવુ કેવી રીતે, એની યોજના મગજમાં ગોઠવાઈ ગઈ હતી બીજે દિવસે દસ વાગે નિશાળના કપડા પહેર્યાં અને પુસ્તકોના દફતરમા 'દીક્ષાની સર્વ સામગ્રી ભરી અને નીકળી પડ્યા થોડુ ચાલ્યા પછી પગ બીજી બાજુ વળી ગયા મિત્ર પણ થેલી લઈને તૈયાર ઊભો હતો ટાંગો કર્યો ને સ્ટેશને પહોંચ્યા, પણ કિસ્મત એવુ હતુ કે એમણે પ્લેટફોર્મ પર પગ મૂક્યો ને આ બાજુ ગાડીએ પ્લેટફોર્મ છોડ્યુ. બન્ને મિત્રો એક બીજાની સામે જોતા રહી ગયા હવે શુ કરવુ ? નિશ્ચય કર્યો કે હવે કાલે જલ્દી આવી જવુ. પણ આજનુ હવે શુ કરવુ ? બાબુલાલજી મોટી વિમાસણમા પડી ગયા મિત્રને કહ્યુ 'મારી પાસે પુસ્તક પણ નથી એટલે નિશાળમા પણ કઈ રીતે જવુ ? ભલે, પણ તમે તો હવે ઘેર જાવ હુ આખો દિવસ શહેરમા ઘૂમ્યા કરીશ સાંજે પાચ વાગ્યે કે ઘેર ચાલ્યો જઈશ'

મિત્ર ઘેર ગયો અને એઓ શહેરમા આટા મારવા લાગ્યા પણ કથા અહીં પૂરી થવાની નહોતી કિસ્મતને હજુ પોતાનો બીજો રંગ બતાવવાનો હતો એટલે, નિશાળના માસ્તરે એક વિદ્યાર્થીને બાબુલાલજીને ઘેર તપાસ કરવા મોકલ્યો. અને કહ્યુ કે કસ્તુરચદજીને પૂછી આવ કે આજે તમારો બાબુ નિશાળે કેમ નથી આવ્યો ? છોકરો આવ્યો ને શેઠજીને પૂછ્યુ તો કાકાજી વિચારમા પડી ગયા અહીથી દસ વાગે રવાના થઈ ગયો અને નિશાળમા ન પહોચ્યો તો ગયો ક્યા ? મારી સાથે પણ આવુ છળ ? નિશાળનુ બહાનુ કાઢી ક્યાંક દોસ્તો સાથે રખડવા નીકળી પડ્યો હશે, સાંજે આવવા દો, એને પછી જોઈ લઈશ સાંજે પાચ વાગે બાબુજી શહેરમાં રખડી રખડીને ઘેર આવ્યા કાકાજી બારણે જ બેઠા હતા, આવતાં જ પૂછ્યુ, 'ભણી આવ્યો ?' બાબુજીએ જવાબ આપ્યો, "હા, કાકાજી"

"સારુ, આજે શુ શુ શીખ્યો, બતાવ તો"

"આજે આટલી ભૂગોળ ચાલી, ગણિતના દાખલા કર્યા, અને ઇતિહાસનો અમુક પાઠ વાચ્યો"

ભત્રિજો માનતો હતો કે કાકાજીને ઠીક બનાવ્યા. અને કાકાજી પોતાના ભત્રિજાની કલા પર મનમા ને મનમા હસી રહ્યા હતા 'સારુ, ચાલ જમી લે.'

કહ્યું અને બંનેએ સાથે જમી લીધું—અને બજાર આ ગા. અત્રિએ બહાર જવાની તૈયારી કરતો હતો કે મામાજીએ હાથ પકડ્યો  ચાલ મારી સાથે.

અત્રિજાને લઈને માસ્તર સાહેબને ઘેર આવ્યા અને બોલ્યા માસ્તર સાહેબ આ રહ્યો બાબુ આ? આખો દિવસ રખડતો રહ્યો અને સાંજે આવીને મને બનાવવો'તો એટલું કહીને તે ઘેર જવા ચાલી નીકળ્યા પણ બાબુજી સમજી ગયા અને સમજી ગયા કે જરૂર ઘણમાં કંઈ ભણી છે કોઈ છોકરો ઘેર ગયો હશે ને લીધું હશે એમ વિચારતા હતા. ત્યાં માસ્તર સાહેબે જોરથી કાન પકડ્યા અને ગાલ પર તમાચા પડવા શરૂ થયા. કાકાજી તો પહેલાં જ ચાલી ગયા હતા માસ્તર સાહેબે છડી લીધી. અને એ નિર્દય સાહેબીએ બાબુજીની પીઠને લીલીછમ કરી દીધી બાબુજી ચીસો પાડતાં પડતાં કાકાજીને બૂમો મારતા હતા પણ કાકાજી શું કામ આવે? એને તો બાબુજીને સુધારવા હતા.

ખૂબ માર ખાઈને બાબુજી આંસુની ગંગા વહાવતાં ઘેર આવ્યા. છાતીના મધર શરીર પર ઊઠી આવ્યા હતા. પછી તો મામાજીને પણ બહુ જ દુઃખ થયું ઘણી પણ મોડી, શું બાબુનો આવું લેવો'તો? ક્યાં દશ વીસ છે? આમ શું બગાડ્યું હશે? મામાજી પણ બહુ જ પસ્તાયા અત્રિજાને મનાવ્યો, મીઠાઈ પણ આપી. પરંતુ અત્રિજાએ મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી લીધી હતી. હવે તો મારે દીક્ષા લેવી જ છે લેવી જ છે જેટલું મારી લેવું હોય તેટલું મારી લ્યો. તમે મારા શરીરને મારી શકશો પણ મારા નિશ્ચયને હલાવી શકશો નહિ, આ મારથી પ્રતિજ્ઞા વધારે દૃઢ થઈ ગઈ —

બીજે દિવસે શાળાના કપડાં પહેર્યાં ઉત્તર કાર્યમાં લીધું મોકાએ માન્યું બાબુ બરાબર નિશાળે જઈ રહ્યો છે ખાત્રીએ આજે દસ મિનિટ વહેલો રવાના થઈ ગયો હતો. રસ્તામાં આગળ વધ્યો. મિત્ર પણ તૈયાર હતો અને સ્ટેશન પર આવ્યા. ગાડી પણ તૈયાર હતી. ટિકિટ લઈ ગાડીમાં બેઠા. સાંજ સુધીમાં ખેડા આવી પહોંચ્યા રાત્રે ધર્મશાળામાં વિશ્રામ કર્યો. બીજે સવારે અને મિત્રો આગળ ચાલ્યા. કારણ લીમડી હવે થોડે માઈલ જ દૂર હતું આ અંતર બસ દ્વારા પૂરું કરવાનું હતું અને બસમાં બેઠા. બસ ચાલુ થઈ બાબુભાઈએ બસના કંડક્ટરને કહ્યું: લીંબડી ચાર માઈલ દૂર રહે ત્યારે અમને ઉતારી દેજે.

'તુ આવડો નાનો છોકરો જંગલમાં ઊતરીને શુ કરીશ ?', કડક્ટરે પૂછ્યુ :

બાબુલાલજીએ વિચાર્યું, આણે સારો પ્રશ્ન પૂછી લીધો પણ એની ચપળ-બુદ્ધિએ ટપ કરતોકને ઉત્તર આપ્યો, 'ત્યા અમારુ એક ખેતર છે અને પિતાજીએ કહ્યુ છે એ જોતો આવજે' પછી વાતચીતનો ક્રમ બદલાયો અને થોડી વારમા લીબડી ગામ નજીક આવી ગયુ કડકટરે બાબુજીને કહ્યુ 'લ્યો લીબડી પાસે આવી ગયુ છે,' બસ અટકી અને બાબુજી દફતર લઈને નીચે ઊતરી ગયા પોતાના સાથીને કહ્યુ 'તમે જાવ, અને ગુરુદેવને કહેજો બાબુ આવે છે''

બસ આગળ વધી ગઈ બાબુજી એક ખેતરમા આવ્યા પણ એને ખેતર નહિ બીજુ જ કશુ જોવુ હતુ આબાના ઘટાદાર વૃક્ષની નીચે ગયા પૂર્વ દિશામા મોઢુ ફેરવ્યુ, પણ ધાર્મિક જ્ઞાનમા 'નવકાર મત્ર' સિવાય કઈ આવડતુ નહોતુ. બસ એ ગણ્યો ને કોટ ખમીસ ઉતારી નાખ્યા અને પોતાને હાથે જ ચાદર ચૌલપટ્ટો વગેરે પહેરી લીધુ મોઢા પર મુખવસ્ત્રિકા બાધી લીધી ઓઘો તૈયાર હતો જ તે બગલમાં લઈ લીધો બધુ થઈ ગયુ, પણ હજામ તો ત્યા હતો જ નહિ, કે હજામત કરી દે એટલે માથા પર એ ભેગા થએલા વાળ તો રહ્યા જ

બાબુલાલજી પોતાની મેળે જ 'બાબુ મુનિ' બનીને લીબડી શહેરમા પહોચ્યા, જ્યારે લોકોએ આ 'નાના મુનિ'ને જોયા ત્યારે તેઓ આશ્ચર્યમા પડી ગયા ચાતુર્માસમાં નવા મુનિ કેવી રીતે આવી ગયા અને માથા પર તો આટલા બધા વાળ છે! બધાને આશ્ચર્યમા નાખતા નાખતાં બાબુ મુનિ 'ઉપાશ્રય'ની નજીદીક આવી પહોચ્યા

એ વખતે પ રત્નશ્રી કિશનલાલજી મહારાજ પ્રવચન કરી રહ્યા હતા ઉગ્ર તપસ્વી શ્રી ભગવાનદાસજી મ ની બાવન દિવસની લાબી તપસ્યા ચાલુ હતી એટલે શહેરના તથા બહારગામના લોકોનો મોટો સમુદાય ભેગો થયો હતો વ્યાખ્યાનમડપમા લોકો માતા ન હતા એ વખતે નવા મુનિ જઈ પહોચ્યા

નવા મુનિને જોવા ઉત્સુક લોકો આ બાજુ ઊમટી આવ્યા ને પેલી બાજુ વ્યાખ્યાન કયાય એક બાજુ રહી ગયું ભીડ એટલી બેકાબૂ બની ગઈ કે લોકો નવા મુનિ ઉપર જ પડવા લાગ્યા. આખરે સ્વયસેવકો દોડયા અને

કંઈ અને બંનેએ સાથે જમી લીધું—અને બહાર આવ્યા. અત્રિજી બહાર જવાની તૈયારી કરતો હતો કે મકાજીએ હાથ પકડ્યો, 'ચાલ, મારી સાથે.'

અત્રિજીને લઈને માસ્તર સાહેબને ઘેર આવ્યા અને બોલ્યા: 'માસ્તર સાહેબ, આ તમો બાબુ આજે આખો દિવસ રખડતો રહ્યો અને સાંજે આવીને મને મનાવતો'તો એટલું કહીને તે ઘેર જવા ચાલી નીકળ્યા. પણ બાબુજી સમજી ગયા અને સમજી ગયા કે જરૂર દાળમાં કંઈ કાળું છે કોઈ ઉપાડે ઘેર ગયો હશે ને કીધું હશે એમ વિચારતા હતા ત્યાં માસ્તર સાહેબે જોરથી કાન પકડ્યા અને ગાલ પર તમાચા પડવા શરૂ થયા. કાકાજી તો પહેલાં જ ચાલી ગયા હતા. માસ્તર સાહેબે છડી લીધી. અને એ નિર્દય લાકડીએ બાબુજીની પીઠને લીલીછમ કરી દીધી. બાબુજી ચીસો પાડતાં પડતાં મકાજીને ભૂંડો મારતા હતા પણ કાકાજી શું કામ આવે? એને તો બાબુજીને સુધારવા હતા.

ખૂબ માર ખાઈને બાબુજી આંસુની ગંગા વહાવતા ઘેર આવ્યા. છડીના પ્રહાર શરીર પર ઊઠી આવ્યા હતા. પછી તો કાકાજીને પણ બહુ જ દુઃખ થયું. ફઈ પણ બોલી, શું બાબુનો પ્રાણ લેવો'તો? કયાં દસ વીસ છે? આમ શું મરાતું હશે? કાકાજી પણ બહુ જ પસ્તાયા. અત્રિજીને મનાવ્યો, મીઠાઈ પણ આપી. પરંતુ અત્રિજીએ મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી લીધી હતી. હવે તો મારે દીક્ષા લેવી જ છે લેવી જ છે. જેટલું મારી લેવું હોય તેટલું મારી લો તમે મારા શરીરને મારી શકશો પણ મારા નિશ્ચયને આપની શકશો નહિ આ મારથી પ્રતિજ્ઞા વધારે દૃઢ થઈ ગઈ

બીજે દિવસે શાળાના કપડાં પહેરી અંતર હર્ષમાં લીધું મમમએ માન્યું બાબુ બરાબર નિશાળે જઈ રહ્યો છે અત્રીજી આજે દસ મિનિટ વહેલો રવાના થઈ ગયો હતો. રસ્તામાં આગળ વધ્યો. મિત્ર પણ તૈયાર હતો. બંને સ્ટેશન પર આવ્યા. ગાડી પણ તૈયાર હતી. ટિકિટ લઈ ગાડીમાં બેઠા. સાંજ સુધીમાં દેહગામ આવી પહોંચ્યા રાત્રે ધર્મશાળામાં વિશ્રામ કર્યો. બીજી સવારે બંને મિત્રો આગળ ચાલ્યા. કારણ લીમડી હવે થોડે માઈલ જ દૂર હતું આ અંતર બસ દ્વારા પૂરું કરવાનું હતું બંને બસમાં બેઠા. બસ ચાલુ થઈ બાબુલાલજીએ બસના કંડકટરને કહ્યું લીંબડી ગામ દૂર રહે ત્યારે અમને ઉતારી દેજો

આખુ કુટુબ આવી પહોચ્યુ કાકાજી, ભાઈ ચાદમલજી, બન્ને બનેવીઓ, વગેરે બધા જ આવ્યા હતા બધાની આખો લાલ થઈ ગઈ હતી બાળુ મુનિજીનુ ધ્યાન બીજી બાજુ હતુ. કાકાજીએ એને જોયો ને જોરથી માથા પર એક ફટકો માર્યો, ચોકીને એમણે આ તરફ જોયુ તો તેમની સામે આખુ કુટુબ ઊભુ હતુ એઓ દોડીને એકદમ ઉપર ચાલી ગયા બધા ઉપર ગુરુદેવ પાસે પહોચ્યા ગુરુદેવ પ રત્ન શ્રી કિશનલાલજી મહારાજ, પ્રસિદ્ધ વક્તા પ મુનિશ્રી સૌભાગ્યમલ મહારાજ વગેરે સામે મિટિંગ ભેગી થઈ. શેઠ કસ્તુરચદજીએ ગુરુદેવને પૂછ્યુ, "આ છોકરો અહી કેવી રીતે આવી ગયો?"

ગુરુદેવે કહ્યુ "એ તો એને જ પૂછો ને અમે નથી તો એને બોલાવ્યો કે નથી અમે કદી એને આ રીતે દીક્ષા લેવાનુ કહ્યુ હુ મુનિભાષામાં કહુ છુ કે, એ જાતે મુનિવેશ પહેરીને અહી આવી ગયો આ વાતની અમને ત્યાં સુધી બિલકુલ ખબર નહોતી અમે પોતે જ આશ્ચર્યમાં પડી ગયા હતા એ આવ્યો ત્યારે વ્યાખ્યાનમા ખૂબ ગરબડ થઈ ગઈ હતી અને એને આ રીતે મુનિવેશ લેવાની અમારા તરફથી કોઈ પ્રેરણા મળી હોય એવો કોઈ પત્ર તમારી પાસે કદી આવ્યો હોય તો બતાવો, આપણે એ ઉપર વિચાર કરીએ"

"ગુરુદેવ, એવો તો મારી પાસે કોઈ પત્ર નથી અને અમને પૂરો વિશ્વાસ છે કે, અમારા ગુરુદેવ એવુ ક્યારે ય ન જ કરે, પરતુ એ અહી આવ્યો છે તો એને અમે પાછો લઈ જવા માગીએ છીએ" શ્રી બાબુલાલજીના કુટુબે ઉત્તર આપ્યો

'હા, જો એ રાજીખુશીથી તમારી સાથે આવવા ઇચ્છે તો આપ ખુશીથી લઈ જઈ શકો છો' ગુરુદેવે કહ્યુ

'અમે કોઈ પણ રીતે એને અહીંથી જરૂર લઈ જઈશુ' શ્રી ચાદમલજી બાફિયા બોલ્યા.

"મહારાજ! આપને ચેલા જોઈએ છે તો મને પુત્ર જોઈએ! આપને તો આટલા બધા ચેલા અહી બેઠા છે ને મારે તો આ એક જ પુત્ર છે અને પાછો આ મારો બુઢાપો છે" કાકા કસ્તુરચદજી બોલ્યા.

"મને શિષ્યની કઈ ભૂખ નથી, એ તો એની પોતાની ઇચ્છાથી આવ્યો છે, અને જો એની ઇચ્છા હોય તો આપ એને લઈ પણ જઈ શકો છો" હસતા હસતા ગુરુદેવે જવાબ આપ્યો.

બાબુલાલજીને ખભા ઉપર બેસાડી દીધા. તો પણ બીજાની આતુરતા ન અટકી ત્યારે સ્વયંસેવકો એમને ઉપર લઈ ગયા અને દરવાજા બંધ કરી દીધા

બધા જ મુનિવરોના મનમાં પણ જાણવાની ઉત્સુકતા હતી, કે મૂળ શું વાત છે એમના મોટાભાઈ શ્રી. નગીનચંદજી મ.. પણ પોતાની ઉત્સુકતા રોકી ન શક્યા ઉપર બંધ ઓરડામાં ગુરુદેવ વગેરે બધા મુનિઓ નવા મુનિજીને ઘેરી બેસી ગયા હતા. ગુરુદેવે પૂછ્યું આખરે વાત શી છે!

વાત જેવું કંઈ નથી મારે દીક્ષા લેવી છે એટલે હું આવી પહોંચ્યો છું અહીં અને દીક્ષા આપી દો આપને યાદ હશે જ કે તે દિવસે જ મેં કહ્યું હતું કે મારે દીક્ષા લેવી હશે તો હું જાતે જ મારે વેષથી વેશ પહેરીને આવી ઊભો રહીશ. અને આ ધામધૂમ પસંદ નથી. એટલે હું આમ જ આવી પહોંચ્યો છું " નવા મુનિએ ટૂંકમાં ગુરુદેવને પોતે કેમ તાવમાં પ્રતિજ્ઞા લીધી હતી અને પછી કેવી રીતે કપડાં ખરીદ્યાં ગાડી ચૂકી જવાથી માસ્તર સાહેબ પાસેથી કેવો પ્રસાદ મળ્યો વગેરે આખી વાત કહી સંભળાવી.

આ બધું સાંભળ્યા પછી ગુરુદેવ બોલ્યા તમે તમારા પરિવારની રજા લઈને નથી આવ્યા. એટલે એમની આજ્ઞા વિના દીક્ષા નહિ આપી શકાય. બીજી વાત એ છે કે તમને ત્યાં ન જોવાથી તેઓ કેટલી ચિંતામાં પડી ગયા હશે. એટલે તેમને તારથી ખબર મોકલાવી દો એટલે એમને થોડો સંતોષ પણ થઈ જાય અને આવવા ઇચ્છે તો અહીં એ બાબત વાતચીત પણ થઈ જાય.

ના ના ગુરુદેવ, એવું નહી કરતા. તેઓ આવશે તો મારે મુસીબત ઊભી થશે. એમને જરા પણ સમાચાર નહિ આપતા બાબુલાલજીએ વિનતિભરી સ્વરે ગુરુદેવને કહ્યું પણ બાબુ આ વાત ક્યાં સુધી છૂપી રહેશે! આજે નહિ તો કાલે તેમને ખબર તો પડશે, અને શું તેઓ આવ્યા વિના રહેશે! એટલે પહેલેથી જ બધું સ્પષ્ટ કરી દેવું જોઈએ. ગુરુદેવે એને સમજાવતાં કહ્યું

આ વાત ચાલતી તી ત્યાં જ ઉજ્જૈનથી જવાબી તાર આવ્યો એમાં એમણે પૂછાવ્યું હતું કે બાબુ બે દિવસથી ગુમ થયો છે ત્યાં આવ્યો હોય તો જણાવો. શ્રી બાબુલાલજીએ તો આનો જવાબ જ દેવાની ના કહી દીધી પણ ગુરુદેવે કહ્યું એવું ન થઈ શકે જવાબ દેવામાં આવ્યો કે બાબુલાલ મુનિવેશ પહેરીને અહીં આવ્યા છે " બસ તાર પહોંચતાં જ

આખુ કુટુબ આવી પહોંચ્યુ. કાકાજી, ભાઈ ચાંદમલજી, બન્ને બનેવીઓ, વગેરે બધા જ આવ્યા હતા બધાની આખો લાલ થઈ ગઈ હતી બાળ મુનિજીનુ ધ્યાન બીજી બાજુ હતુ. કાકાજીએ એને જોયો ને જોરથી માથા પર એક ફટકો માર્યો, ચોકીને એમણે આ તરફ જોયુ તો તેમની સામે આખુ કુટુબ ઊભુ હતુ એઓ દોડીને એકદમ ઉપર ચાલી ગયા બધા ઉપર ગુરુદેવ પાસે પહોચ્યા ગુરુદેવ પ રત્ન શ્રી કિશનલાલજી મહારાજ, પ્રસિદ્ધ વક્તા પ મુનિશ્રી સૌભાગ્યમલ મહારાજ વગેરે સામે મિટિંગ ભેગી થઈ શેઠ કસ્તુરચદજીએ ગુરુદેવને પૂછ્યુ, "આ છોકરો અહી કેવી રીતે આવી ગયો?"

ગુરુદેવે કહ્યુ "એ તો એને જ પૂછો ને અમે નથી તો એને બોલાવ્યો કે નથી અમે કદી એને આ રીતે દીક્ષા લેવાનુ કહ્યુ હુ મુનિભાષામા કહુ છું કે, એ જાતે મુનિવેશ પહેરીને અહી આવી ગયો આ વાતની અમને ત્યાં સુધી બિલકુલ ખબર નહોતી અમે પોતે જ આશ્ચર્યમા પડી ગયા હતા એ આવ્યો ત્યારે વ્યાખ્યાનમા ખૂબ ગરબડ થઈ ગઈ હતી અને એને આ રીતે મુનિવેશ લેવાની અમારા તરફથી કોઈ પ્રેરણા મળી હોય એવો કોઈ પત્ર તમારી પાસે કદી આવ્યો હોય તો બતાવો, આપણે એ ઉપર વિચાર કરીએ"

"ગુરુદેવ, એવો તો મારી પાસે કોઈ પત્ર નથી અને અમને પૂરો વિશ્વાસ છે કે, અમારા ગુરુદેવ એવુ ક્યારે ય ન જ કરે, પરતુ એ અહી આવ્યો છે તો એને અમે પાછો લઈ જવા માગીએ છીએ" શ્રી બાબુલાલજીના કુટુબે ઉત્તર આપ્યો.

'હા, જો એ રાજીખુશીથી તમારી સાથે આવવા ઇચ્છે તો આપ ખુશીથી લઈ જઈ શકો છો' ગુરુદેવે કહ્યુ

'અમે કોઈ પણ રીતે એને અહીથી જરૂર લઈ જઈશુ' શ્રી ચાદમલજી ગાદિયા બોલ્યા.

"મહારાજ! આપને ચેલા જોઈએ છે તો મને પુત્ર જોઈએ! આપને તો આટલા બધા ચેલા અહી બેઠા છે ને મારે તો આ એક જ પુત્ર છે અને પાછો આ મારો બુઢાપો છે" કાકા કસ્તુરચદજી બોલ્યા.

"મને શિષ્યની કઈ ભૂખ નથી, એ તો એની પોતાની ઇચ્છાથી આવ્યો છે, અને જો એની ઇચ્છા હોય તો આપ એને લઈ પણ જઈ શકો છો" હસતા હસતા ગુરુદેવે જવાબ આપ્યો.

બાબુભાઈજીને ખભા ઉપર બેસાડી દીધા. તો પણ બીજાની આતુરતા ન અટકી ત્યારે સ્વયંસેવકો એમને ઉપર લઈ ગયા અને દરવાજા બંધ કરી દીધા

બધા જ મુનિવરોના મનમાં પણ જાણવાની ઉત્સુકતા હતી, કે મૂળ શું વાત છે એમના મોટાભાઈ શ્રી. નગીનચંદજી મ, પણ પોતાની ઉત્સુકતા રોકી ન શક્યા. ઉપર બંધ ઓરડામાં ગુરુદેવ વગેરે બધા મુનિઓ નવા મુનિજીને ઘેરી બેસી ગયા હતા. ગુરુદેવે પૂછ્યું આખરે વાત શી છે ?

વાત જેવું કંઈ નથી મારે દીક્ષા લેવી છે એટલે હું આવી પહોંચ્યો છું અહીં મને દીક્ષા આપી દો આપને યાદ હશે જ કે તે દિવસે જ મેં કહ્યું હતું કે મારે દીક્ષા લેવી હશે તો હું જાતે જ મારે ઘેરથી વેશ પહેરીને આવી જઈશ મને આ ધામધૂમ પસંદ નથી. એટલે હું આમ જ આવી પહોંચ્યો છું નવા મુનિએ ટૂંકમાં ગુરુદેવને પોતે કેમ તાવમાં પ્રતિજ્ઞા લીધી હતી અને પછી કેવી રીતે કપડાં ખરીદ્યાં ગાડી ચૂકી જવાથી માસ્તર સાહેબ પાસેથી કેવો પ્રસાદ મળ્યો વગેરે આખી વાત કહી સંભળાવી.

આ બધું સાંભળ્યા પછી ગુરુદેવ બોલ્યા તમે તમારા પરિવારની રજા લઈને નથી આવ્યા એટલે એમની આજ્ઞા વિના દીક્ષા નહિ આપી શકાય. બીજી વાત એ છે કે તમને ત્યાં ન જોતાંથી તેઓ કેટલી ચિંતામાં પડી ગયા હશે. એટલે તેમને તારથી ખબર મોકલાવી દો એટલે એમને થોડો સંતોષ પણ થઈ જાય અને આવવા ઇચ્છે તો અહીં એ બાબત વાતચીત પણ થઈ જાય.

ના ના ગુરુદેવ એવું નથી કરવા. તેઓ આવશે તો મારે મુસીબત ઊભી થશે. એમને જરા પણ સમાચાર નહિ આપવા બાબુભાઈજીએ વિનતિભર્યા સ્વરે ગુરુદેવને કહ્યું પણ બાબુ આ વાત ક્યાં સુધી છૂપી રહેશે ! આજે નહિ તો કાલે તેમને ખબર તો પડશે જ અને શું તેઓ આવ્યા વિના રહેશે ! એટલે પહેલેથી જ બધું સ્પષ્ટ કરી દેવું જોઈએ.' ગુરુદેવે એને સમજાવતાં કહ્યું

આ વાત ચાલતી તી ત્યાં જ ઉજ્જૈનથી જવાબી તાર આવ્યો એમાં એમણે પૂછાવ્યું હતું કે બાબુ બે દિવસથી ગુમ થયો છે ત્યાં આવ્યો હોય તો જણાવો. શ્રી બાબુભાઈજીએ તો આનો જવાબ જ દેવાની ના કહી દીધી, પણ ગુરુદેવે કહ્યું એવું ન થઈ શકે જવાબ દેવામાં આવ્યો કે બાબુભાઈ મુનિવેશ પહેરીને અહીં આવ્યા છે' બસ તાર પહોંચતાં જ

આખુ કુટુબ આવી પહોંચ્યું કાકાજી, ભાઈ ચાંદમલજી, બન્ને બનેવીઓ, વગેરે બધા જ આવ્યા હતા બધાની આંખો લાલ થઈ ગઈ હતી બાબુ મુનિજીનુ ધ્યાન બીજી બાજુ હતુ. કાકાજીએ એને જોયો ને જોરથી માથા પર એક ફટકો માર્યો, ચોંકીને એમણે આ તરફ જોયુ તો તેમની સામે આખું કુટુબ ઊભુ હતુ એઓ દોડીને એકદમ ઉપર ચાલી ગયા બધા ઉપર ગુરુદેવ પાસે પહોચ્યા ગુરુદેવ પ રત્ન શ્રી કિશનલાલજી મહારાજ, પ્રસિદ્ધ વક્તા પ મુનિશ્રી સૌભાગ્યમલ મહારાજ વગેરે સામે મિટિંગ ભેગી થઈ. શેઠ કસ્તુરચદજીએ ગુરુદેવને પૂછ્યુ, "આ છોકરો અહીં કેવી રીતે આવી ગયો ?"

ગુરુદેવે કહ્યુ "એ તો એને જ પૂછો ને અમે નથી તો એને બોલાવ્યો કે નથી અમે કદી એને આ રીતે દીક્ષા લેવાનુ કહ્યુ હુ મુનિભાષામાં કહુ છુ કે, એ જાતે મુનિવેશ પહેરીને અહીં આવી ગયો આ વાતની અમને ત્યાં સુધી બિલકુલ ખબર નહોતી અમે પોતે જ આશ્ચર્યમા પડી ગયા હતા એ આવ્યો ત્યારે વ્યાખ્યાનમા ખૂબ ગરબડ થઈ ગઈ હતી અને એને આ રીતે મુનિવેશ લેવાની અમારા તરફથી કોઈ પ્રેરણા મળી હોય એવો કોઈ પત્ર તમારી પાસે કદી આવ્યો હોય તો બતાવો, આપણે એ ઉપર વિચાર કરીએ"

"ગુરુદેવ, એવો તો મારી પાસે કોઈ પત્ર નથી અને અમને પૂરો વિશ્વાસ છે કે, અમારા ગુરુદેવ એવુ ક્યારે ય ન જ કરે, પરતુ એ અહીં આવ્યો છે તો એને અમે પાછો લઈ જવા માગીએ છીએ" શ્રી બાબુલાલજીના કુટુબે ઉત્તર આપ્યો

'હા, જો એ રાજીખુશીથી તમારી સાથે આવવા ઈચ્છે તો આપ ખુશીથી લઈ જઈ શકો છો' ગુરુદેવે કહ્યુ

'અમે કોઈ પણ રીતે એને અહીંથી જરૂર લઈ જઈશું' શ્રી ચાંદમલજી ગાદિયા બોલ્યા

"મહારાજ! આપને ચેલા જોઈએ છે તો મને પુત્ર જોઈએ! આપને તો આટલા બધા ચેલા અહીં બેઠા છે ને મારે તો આ એક જ પુત્ર છે અને પાછો આ મારો બુઢાપો છે" કાકા કસ્તુરચદજી બોલ્યા

"મને શિષ્યની કઈ ભૂખ નથી, એ તો એની પોતાની ઇચ્છાથી આવ્યો છે, અને જો એની ઇચ્છા હોય તો આપ એને લઈ પણ જઈ શકો છો." હસતા હસતા ગુરુદેવે જવાબ આપ્યો.

" એની ઇચ્છાભિમુખ તો ઠીક છે પણ મહારાજશ્રી વાત એમ છે કે એના મોટાભાઈને તો આપે દીક્ષા આપી છે એ કામ તો બરોબર જ થયું છે એમાં અમને કોઈ નારાજી પણ નહોતી. પણ આ બાબુ દીક્ષા પાળશે એવી અમને કોઈ આશા પણ નથી. કારણ કે એ રોજ બે વાર તો સ્નાન કરે છે સારામાં સારાં કપડાં જ એને જોઈએ. વાળમાં ઉત્તમ તેલ નાખવા જોઈએ છે એનો ગુસ્સો પણ કંઈ ઓછો નથી. જરા ઓછું પડ્યું તો આખા ઘરમાં તોફાન મચી જાય છે આવો છોકરો ને હોશમાં ને હોશમાં તે દીક્ષા લઈ લેશે પણ કાલથી કોઈ ગરબડ થઈ ગઈ તો અમને મોઢું દેખાડવું ભારે થઈ પડશે. કાકા કસ્તુરચંદજી શ્રી. ચંપાલાલજી વગેરે બધાએ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું

ગુરુદેવે કહ્યું હા એ બધું તો વિચારી સમજીને જ કામ કરવું પડશે. અમે હજુ એને દીક્ષા આપી નથી, અને હજુ ઉતાવળ પણ નથી. ધીરે ધીરે વખત એની ઇચ્છા હશે અને આપની ઇચ્છા હશે તે રીતે કામ કરીશું

શ્રી ચાંદમલજી બોલ્યા : 'ના ગુરુદેવ, અમે તો હમણાં જ એને લઈ જઈશું. પછી એની ભાવના હશે તો જોઈ લેવાશે.

કેમ સાથે આવે છે ને ?" શેઠ કસ્તુરચંદજીએ બાબુલાલજી સામે કરતાં પૂછ્યું. બાબુલાલજીએ કહી દીધું ના મારે નથી આવવું

આમ ના કીધી ત્યાં જ તેમના કાકાએ તેમના ગાલ પર એક જોરથી તમાચો ચોડી દીધો.

આપ મને ભલે મારી શકો છો પણ મારા નિશ્ચયને તો આપ ડગાવી નહિ જ શકો. જો આપ મને જબરજસ્તીથી ઘેર લઈ જશો તો હું ફરી વાર આ જ રીતે ભાગીને અહીં આવી પહોંચીશ હું હવે ઘરમાં રહેનાર નથી." ભાવિ મુનિએ દૃઢતાથી કહ્યું

ત્યારે એમના મોટા ભાઈ શ્રી નગીનચંદજી મહારાજ બોલી ઊઠ્યા. આપ સહુ એને લેવા આવ્યા છો. આપ કુટુંબીજન છો તો હું પણ એનો કંઈ થાઉં છું આપ આજ્ઞા દેવા તૈયાર ન હો તો હું, મારા નાના ભાઈ માટે દીક્ષાની આજ્ઞા આપી શકું છું "

ત્યારે ત્યાંના શ્રાવક સંઘના પ્રમુખ શ્રાવક શ્રી બોલ્યા જુઓ સાહેબ, ભલે કે એમણે હજુ દીક્ષા લીધી નથી અને ગુરુદેવે એને પ્રતિક્રમણનો પાઠ

ભણાવ્યો નથી પરંતુ એમનો વેશ તો મુનિનો છે. એટલે આપ એને મારો છો તો બીજા જૈનો લોકો શું સમજશે કે લોકોએ સાધુને માર્યા એટલે આપની ઇચ્છા હોય તો એને સમજાવી મનાવીને લઈ જઈ શકો છો પરંતુ આ વેશ પર હાથ ઉઠાવશો એ અમે સહન નહિ કરી શકીએ "

વાત હજુ આગળ વધી જાત પણ ગોચરીનો સમય થઈ જવાથી મિટિંગ બીજા દિવસ ઉપર મુલતવી રહી

રાત્રે ગુરુદેવ બોલ્યા, 'બાબુ અમે તો હેરાન થઈ ગયા, ઘણી દીક્ષાઓ થઈ છે પણ આવો બખેડો કોઈ દિવસ નથી થયો તારો જવાનો વિચાર હોય તો જઈ શકે છે' ત્યારે એમણે કહ્યું કે 'કોઈ પણ રીતે હું ઘેર જવા તૈયાર નથી પણ હવે કાલે શું કરવું એનો રસ્તો બતાવો.' ગુરુદેવ આ સાભળીને ખૂબ પ્રસન્ન થયા અને પ્રસિદ્ધ વક્તા શ્રી. સૌભાગ્યમલજી મહારાજને કહ્યું, 'જુઓ, "સૌભાગ્ય આવો નાનકડો છોકરો છે પણ કેટલું ધૈર્ય છે એનામાં' પછી બાબુલાલજીને કહ્યું 'તું ચિંતા નહિ કરતો કાલે એમને વધારે સમજાવીશું પણ તારા ઉપર આખા કુટુંબનો મોહ ખૂબ છે'

બીજે દિવસે વ્યાખ્યાન અને આહાર પાણી પત્યા પછી બધા વિચાર કરવા બેઠા શ્રી કસ્તુરચંદજી શેઠે પૂછ્યું 'શું નિર્ણય કર્યો પછી આપે ?' બાબુજીને કહ્યું 'ચાલ તૈયાર થઈ જાવ' બાબુજીનો તો એક જ ઉત્તર હતો 'હું આવવા માટે હરગિજ તૈયાર નથી' એ સાભળીને શેઠજી ગુરુદેવને કહે 'અમે બધાએ રાત્રે ખૂબ વિચારચર્ચા કરીને પછી નિર્ણય એ કર્યો છે કે, બાબુની ભાવના પ્રબળ છે અને એ કોઈ રીતે ઘેર રહેવાનો નથી એટલે દીક્ષા જો દેવાની જ છે તો ઉજ્જૈન આવીને દીક્ષા આપજો ઓછામાં ઓછો એ લાભ તો અમે અમારે હાથે લઈએ.'

ત્યારે બાબુલાલજી બોલ્યા, 'ગુરુદેવ, આ બધું ઠીક છે. પણ હું એટલા દિવસ સુધી વાટ નહી જોઈ શકું અત્યારે ચોમાસાનો દોઢ જ મહિનો બાકી છે પછી ઉજ્જૈન પહોંચવામાં કેટલો સમય લાગે એ કંઈ કહી શકાય નહિ એટલે નાની દીક્ષાને માટે વચનબદ્ધ થવું ન જોઈએ હા, જો આ બધાની ઇચ્છા છે તો મોટી દીક્ષા ઉજ્જૈનમાં લઈ શકાય છે'

શેઠ કસ્તુરચંદજી બોલ્યા, 'ભલે, મોટી કે નાની દીક્ષાનો પ્રશ્ન નથી. પરંતુ આપને ઉજ્જૈન ચોક્કસ પધારવું પડશે અને એટલું જ વચન દો કે, ત્યાં આવ્યા વગર મોટી દીક્ષાનો વિધિ નહિ થાય.' ગુરુદેવે એ માટે સ્વીકૃતિ

આપી. પણ આની પાછળ શું રહસ્ય હતું તે કોઈ સમજી ન શક્યું સ્વીકૃતિ મળતાં જ આખું કુટુંબ ઉજ્જૈન જવા રવાના થઈ ગયું

શ્રી બાબુસાહબજી મુનિવેશમાં જ ગુરુદેવ પાસે રહી ગયા. એક દિવસ એમણે કહ્યું "ગુરુદેવ આ સોદો આપની પાસે આવું વચન લઈ ગયા છે એમાં કોઈ ગરબડ તો નહીં હોય ને? એક દિવસ પહેલાં તો એ સોદા આટલા કઠોર હતા અને એક રાતમાં જ આટલા નરમ કેવી રીતે થઈ ગયા? એમ તો નહિ હોય ને કે અહીં એમનું જોર ન ચાલ્યું એટલે આપણને ઉજ્જૈન બોલાવ્યા હોય." ગુરુદેવે કહ્યું "કોઈના મનમાં શું હોય એ તો કહી શકાય નહિ. પરંતુ સંભવ છે કે એમ પણ હોઈ શકે અથવા ધામધૂમથી દીક્ષા અપાવવાનો વિચાર પણ હોઈ શકે"

બાબુજીએ કહ્યું "મને ધામધૂમ જરા પણ પસંદ નથી અને હું એવી ધામધૂમને માટે આ મુનિવેશ ઉતારીશ પણ નહિ, બીજી વાત એ છે કે મને એટલો વિલંબ પણ પસંદ નથી એટલે દીક્ષાનું કામ જલ્દી જ કરી નાખવું જોઈએ રહ્યો આજ્ઞાનો પ્રશ્ન એ પણ મારા મોટાભાઈની આજ્ઞા હાજર છે જ એટલે આપને કોઈ જાતની પરેશાની પણ નહિ થાય મને ઉજ્જૈનવાળાનો આગ્રહ છે તો દીક્ષા ત્યાં થશે.

એમના અતિ આગ્રહને લીધે ગુરુદેવે પ્રખર શાસ્ત્રવેત્તા પંડિત શ્રી કિશનલાલજી મ. સા. તથા પ્રસિદ્ધ વક્તા પંડિત શ્રી સૌભાગ્યમલજી મ. સાહેબે મોટાભાઈની આજ્ઞાથી વિજયાદશમી (આશ્વિન શુક્લ દશમી, સંવત ૧૯૮૬)ના શુભ અવસર પર બાબુસાહબજીને ભાગવતી દીક્ષા આપી, એમાં ન હાથી આવ્યા ન ઘોડા આવ્યા અને ન વાજા પણ વાગ્યાં. જો કે શીમલી સાથે એમને કહ્યું હતું કે આપ આ વેશ ઉતારી નાખો અમે ધામધૂમથી આપની દીક્ષાનો સમારંભ ઉજવીશું પણ એમનો એક જ ઉત્તર હતો, 'મારે મારું લક્ષ્ય પ્રાપ્ત કરવું છે આ હાથી ઘોડા સાથે મારે કોઈ લેવા દેવા નથી. અને મારે પોતાને માટે પહેરેલો આ વેશ જિંદગીપર્યંત હવે આ દેહ પર રહેશે. એ પ્રતિજ્ઞા સાથે જ તો એને ધારણ કર્યો છે આજ.

ખૂબ જ સાદાઈથી એમનો દીક્ષાવિધિ સમાપ્ત થયો. એઓ પોતે ગુરુદેવ મુનિશ્રી કિશનલાલજી મ.ના શિષ્ય બન્યા. એમનું નામ શ્રી વિનય મુનિજી રાખવામાં આવ્યું. મ. ગામોલ પૂરો થતાં વિહારની સાથે ગુરુદેવો વિહાર ઉજ્જૈન તરફ થયો. બે મહિના પછી તેઓ ઉજ્જૈન આવ્યા. ત્યાં

પહોચ્યા પછી અનુભવ થયો કે વિનયમુનિજી મ ની શંકા યથાર્થ હતી ત્યાં મોટી દીક્ષાની ન કોઈ તૈયારી હતી ન ભાવના હતી તેઓ બીજા જ ઈરાદાથી પ્રેરાઈને ગુરુદેવને ઉજ્જૈન લાવ્યા હતા પરંતુ એમનો ઈરાદો સફળ ન થઈ શક્યો ચાર દિવસ રહ્યા પછી ત્યાંથી વિહાર કરી ગુરુદેવ દેવાસ પધાર્યા અને ત્યાં મોટી દીક્ષાનો વિધિ પૂર્ણ થયો.

આ છે પ્રિયવક્તા પંડિત શ્રી વિનયચંદ્રજી મ ની દીક્ષાગ્રહણની રસપૂર્ણ વાર્તા જ્યારે પણ કોઈ વ્યક્તિ પ્રશ્ન કરી ઊઠે છે, આપે કેવી રીતે દીક્ષા લીધી? ત્યારે તેઓ કહી ઊઠે છે, મારી વાત બહુ અજબ છે, મારી દીક્ષામાં ચાર આના પણ ખર્ચ નથી થયો અને નથી વાજા વાગ્યા, કે નથી વરઘોડો નીકળ્યો કેવી રીતે તેઓ પોતાને ઘેરથી જ વેશ પહેરીને જ લીંમડી પહોચ્યા, એને લીધે કેવી રીતે પૈસા ચોર્યા, અને માસ્તરની સોટી કેમ ખાવી પડી એ આખી વાત બહુ જ રસભરી શૈલીથી સંભળાવે છે.

૧૫ મી ઓગસ્ટ, ૧૯૬૩ — વિલાપાર્લે, મુંબઈ.



આપી. પણ આની પાછળ શું રહસ્ય હતું તે કંઈ સમજી ન શકાયું. સ્વીકૃતિ મળતાં જ આખું કુટુંબ ઉજ્જૈન જવા રવાના થઈ ગયું.

શ્રી ભાણુશાહજી મુનિવેશમાં જ ગુરુદેવ પાસે રહી ગયા. એક દિવસ એમણે કહ્યું "ગુરુદેવ, આ લોકો આપની પાસે આવું વચન લઈ ગયા છે એમાં કંઈ ગરબડ તો નહીં હોય ને? એક દિવસ પહેલાં તો એ લોકો આટલા કઠોર હતા અને એક રાતમાં જ આટલા નરમ કેવી રીતે થઈ ગયા? એમ તો નહિ હોય, તે કે અહીં એમનું જોર ન ચાલ્યું એટલે આપણને ઉજ્જૈન બોલાવ્યા હોય." ગુરુદેવે કહ્યું "કોઈના મનમાં શું હોય એ તો કહી શકાય નહિ. પરંતુ સંભવ છે કે એમ પણ હોઈ શકે અથવા ધામધૂમથી દીક્ષા અપાવવાનો વિચાર પણ હોઈ શકે."

ભાણુજીએ કહ્યું "મને ધામધૂમ જરા પણ પસંદ નથી અને હું એવી ધામધૂમને માટે આ મુનિવેશ ઉતારીશ પણ નહિ, બીજી વાત એ કે મને એટલો વિલંબ પણ પસંદ નથી એટલે દીક્ષાનું કામ જલદી જ કરી નાખવું જોઈએ. રહ્યો આજ્ઞાનો પ્રશ્ન એ પણ મારા મોટાભાઈની આજ્ઞા હાજર છે જ એટલે આપને કોઈ જાતની પરેશાની પણ નહિ થાય, મને ઉજ્જૈનવાળાનો આગ્રહ છે તો દીક્ષા ત્યાં થશે.

એમના અતિ આગ્રહને લીધે ગુરુદેવે પ્રખર શાસ્ત્રવેત્તા પંડિત શ્રી કિશનલાલજી મ. સા. તથા પ્રસિદ્ધ વક્તા પંડિત શ્રી સૌભાગ્યમલજી મ. સાહેબે મોટાભાઈની આજ્ઞાથી વિજયાદશમી (આશ્વિન શુક્લ દશમી સંવત ૧૯૮૬)ના શુભ અવસર પર ભાણુશાહજીને ભાગવતી દીક્ષા આપી, એમાં ન હાથી આવ્યા ન ઘોડા આવ્યા અને ન વાજાં પણ વાગ્યાં. જો કે લીમડી સંઘે એમને કહ્યું હતું કે આપ આ વેશ ઉતારી નાખો અમે ધામધૂમથી આપની દીક્ષાનો કાર્યક્રમ યોજીશું પણ એમનો એક જ ઉત્તર હતો "મારે મારું લક્ષ્ય પ્રાપ્ત કરવું છે આ હાથી ઘોડા સાથે મારે કંઈ લેવા દેવા નથી. અને મારે પોતાને હાથે પહેરેલો આ વેશ જિંદગીપર્યંત હવે આ દેહ પર રહેશે. એ પ્રતિજ્ઞા સાથે જ તો એને ધારણ કર્યો છે આપ્યું.

ખૂબ સાદાઈથી એમની દીક્ષાવિધિ સમાપ્ત થઈ. એઓ મહાન સદ્ ગુરુદેવ મુનિશ્રી કિશનલાલજી મ.ના શિષ્ય બન્યા. એમનું નામ શ્રી વિનય મુનિજી રાખવામાં આવ્યું. ચાતુર્માસ પૂરું થતાં વિહારની સાથે જ તેઓનો વિહાર ઉજ્જૈન તરફ થયો. બે મહિના પછી તેઓ ઉજ્જૈન આવ્યા. ત્યાં

## જીવન પ્રેરણા



## ધર્મદર્શન

# ૧. હૃદયનો વૈભવ

**આજના** પ્રવચનનો વિષય છે હૃદયનો વૈભવ સંપત્તિનો વૈભવ મેળવવા માટે તમે સૌ તૈયાર છો, તમારો સઘળો પ્રયત્ન તેને માટે જ છે તે મેળવવામાં બધા સફળતા મેળવે છે એવું નથી પરન્તુ હું આપને એવો વૈભવ બતાવું જેને તમે ઇચ્છો તે જ વખતે મેળવી શકો જે વૈભવને કોઈ છીનવી શકે નહિ તેમ જ તેના પર કોઈ ઇન્કમટેક્ષ કે સેલટેક્ષ પણ ન લાગે તે વૈભવ છે હૃદયનો આનંદ અને મનની પ્રસન્નતા

આ વૈભવ જીવનનો અસલી વૈભવ છે આ એવો વૈભવ છે કે જે મેળવવાથી બધું મળી જાય છે અને જે ન હોવાથી, કરોડો અને અબજો રૂપિયાનો વૈભવ પણ વ્યર્થ છે

દુનિયાનો એક પણ માણસ એવો નથી કે જે પ્રસન્નતાથી કાંઈ પણ ન મેળવી શકતો હોય જો તમે હસતા શીખ્યા તો બીજાને મિત્ર બનાવવાની કળા પણ તમે શીખી ચૂક્યા છો, કારણ કે મનુષ્ય હસતાહસતા વ્યક્તિની પાસે પહોંચવાનું પસંદ કરે છે પ્રસન્નચિત્ત વ્યક્તિ પોતે પણ ખુશ રહે છે અને તે જ્યાં જાય છે ત્યાં સારાય વાતાવરણમાં ખુશીના ગીત ભરી દે છે તેના સંબંધીઓ, સાથીઓ, કુટુંબીજનો પ્રસન્નતાથી આખા ઘરને ખુશનુમા કરી દે આપણે હસીએ છીએ તો દુનિયા હસે છે અને આપણે રોઈએ છીએ તો દુનિયા પણ આપણને રોતી દેખાય

સૌંદર્યની સાથે પ્રસન્નતા ભળે તો સૌંદર્ય સો ગણું વધી જાય છે. તે સૌંદર્ય એવું દેખાય છે કે, જેમ ગુલાબના ફૂલ પર કોઈ ઓસબિંદુઓ ચમકી રહ્યા હોય હું તો કહીશ, કે પ્રસન્નતા કુરૂપતાને પણ ઢાંકી દે છે, ચહેરા અને ચામડીનું સૌન્દર્ય સૌના નસીબમાં નથી હોતું તે કુદરતી ચીજ છે, પરન્તુ મનની પ્રસન્નતા અને મધુર હાસ્ય માનવીનો પોતાનો ભંડાર છે, તેને તે જ્યારે ઇચ્છે ત્યારે મેળવી શકે છે.

જો તમે પ્રસન્ન રહેવાનું શીખ્યા તો તમે દરેક મુસીબતો પર વિજય મેળવશો. જિંદગીમાં કોઈ પણ કઠિનાઈ આવે તો હસતાં-હસતાં તેનું સ્વાગત કરો. તમારી પ્રસન્નતામાં તે જાદુ છે કે મુસીબત તેની સામે ટકી ન શકે. જો તે દુઃખોને તમારી પ્રસન્નતા છીની જાય તો સમજી લ્યો કે તે તમારું ભાગ્ય મિટાવી દેશે. કઠિનાઈઓ દરેક મનુષ્યના જીવનમાં આવે છે એમ નથી કે તેણે તમારો જ દ્વાર ખખડાવ્યાં છે. તે આવે તો તેને આવવા દો. તે તમારું બધું લઈ જાય તો પણ ચિંતા ન કરો. પણ હા એ જોજો કે તે તમારી પ્રસન્નતા ન લઈ જાય. જો તમારી પ્રસન્નતા તમારી પાસે છે તો સર્વસ્વ ખોઈને પણ તમે તે મેળવી શકો છો. અને જો મુસીબતે તમારી પ્રસન્નતા લઈ લીધી તો સમજી લેજો કે તમારું સર્વસ્વ લૂંટાઈ ગયું છે અને ફરીથી તમે તમારો વૈભવ મેળવી નહિ શકો.

કૈકેયીએ મર્યાદા પુરુષોત્તમ રામ પાસેથી તેમનો વૈભવ છીનવી લીધો. રાજ્યતિલકને બદલે તેમને વનવાસનો આદેશ મળ્યો. તેઓ વન-વનમાં ઘૂમ્યા. રાજ્યવૈભવ, મહેલ, સર્વ કાંઈ ગયું પરન્તુ તેમના મુખની પ્રસન્નતા ન ગઈ એથી જ તેઓ મહામાનવ બની ગયા. આ જ કથાસૂત્ર શાન્તિના અમર દેવતા ભગવાન મહાવીરની છે. તેમણે સુદીર્ઘ તપસ્યાઓ કરી અને અજ્ઞાન મનુષ્યોએ તેમને એક ધૂર્ત અને પાખંડીના રૂપમાં દેખ્યા. તેમના પર દુઃખોના પહાડ વરસાવ્યા. કોઈએ એ મહામાનવના પગનો ચૂલો બનાવીને ખીર પકાવી તો કોઈએ તેમના કાનમાં ખીલા ઠોક્યા, કોઈએ તેમને દુષ્ટ સમજીને બાંધી લીધા. પશુજગત પણ તેમનું દુશ્મન બન્યું અને તેમના પગમાં ડંખ માર્યો. આ વિપત્તિઓની ભયંકર ક્ષણોમાં પણ તેમના ચહેરાની પ્રસન્નતા સમાપ્ત ન થઈ એથી જ તેઓ જીવનવિજેતા મહાવીર બન્યા.

મહાત્મા ગાંધીજીએ પણ એકવાર ઠીક કહ્યું હતું કે—જો હું હસવાનું ન શીખ્યો હોત તો ક્યારનીયે આત્મહત્યા કરી લીધી હોત. મહાપુરુષોની જીવન-કહાણીઓ એ કષ્ટોની કહાણીઓ હોય છે. તેઓ મુકાબલો કરે છે પણ તેમની પ્રસન્નતા સમાપ્ત થતી નથી. તેથી જ તેઓ સઘળાં દુઃખો પર વિજય મેળવી શકે છે.

[illegible] ફૂક નામના એક અમેરિકન ધનપતિને તેની સફળતાનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેમણે કહ્યું—મારી સફળતાનું એક જ રહસ્ય છે તે છે મારી પ્રસન્નતા. હું દરેક સ્થિતિમાં પ્રસન્નચિત્ત રહું છું એવું નથી

કે મારા જીવનમા કદી મુસીબત ન આવી હોય ભલા, એ તે કોઈ જિંદગી છે કે જેમા એકવાર પણ મુસીબત ન આવી હોય મુસીબત મારી પાસે પણ આવી, તેણે મને ખાલી કરી દીધો મારી કરોડોની સંપત્તિ ખલાસ થઈ ગઈ મારો વેપાર બંધ થઈ ગયો મુસીબતે મારુ સર્વસ્વ છીનવી લીધુ પણ મારા મનની અને મુખની પ્રસન્નતા છીનવી શકાઈ નહિ એટલા જ માટે તેને મારાથી પરાજિત થવુ પડ્યુ અને મારી સંપત્તિ પણ પાછી ચાલી આવી

વાસ્તવમા, દિલની પ્રસન્નતા અને ખુશાલી એ ચીજ છે કે જે તમારી પાસેથી કાઈ લેતી નથી પણ કાઈ આપે છે તેને માટે એક નવા પૈસાનુ ખર્ચ કરવાની પણ જરૂર નથી, પણ તે ખૂબ પેદા કરે છે, તેને મેળવનાર ન્યાલ થઈ જાય છે અને તેને આપનાર કદી પણ દરિદ્રી બનતો નથી. તે એક ક્ષણમા જ ઉત્પન્ન થાય છે. પરંતુ તેની સ્મૃતિ સદૈવ કાયમ રહી જાય છે આપને ઘેર કોઈ અતિથિ આવ્યો અને તમે મધુર પ્રસન્નતાથી તેનુ સ્વાગત કર્યું, તો તે અર્ધો શ્રમ ભૂલી જશે તેના મુખ પર પણ પ્રસન્નતા ફરી વળશે તે મીઠી પ્રસન્નતાથી બોલી ઊઠશે કે તમારા માટે આ દિલમા સ્થાન સુરક્ષિત છે.

પ્રસન્નતા આખાયે વાતાવરણમા નવી ચમક લાવે છે ચાર વ્યક્તિ ગુમસુમ બેઠી છે કોઈના મુખ પર પ્રસન્નતા નથી, શુ રસ આવે તેમને મળવામા ! છતા એક વ્યક્તિ આવે છે તે પ્રસન્નવદને એક એવી મધુર વાત મૂકે છે કે સારુ યે વાતાવરણ બદલાઈ જાય છે સુસ્તી અને ઉદાસીનતાની જગ્યાએ હાસ્ય અને વિનોદના ફુવારા છૂટે છે હવે તમે જ કહો કે તમે કોને મળવાનુ પસંદ કરશો ? આખી દુનિયાની ચિંતા અને ઉદાસીનતામા ઘેરાઈને, પડદાની માફક ખેંડેલાને મળવાથી શુ મળશે ? તેથી તો હૃદયની પ્રસન્નતા મરી જશે, પરન્તુ જે ખુશમિજાજી છે, સદૈવ પ્રસન્નચિત્ત રહે છે તેને મળશો તો હૃદયમા પ્રસન્નતાની લહેર સાંપડશે

એક વિચારકે ઠીક કહ્યુ છે કે, પ્રસન્નતા આખાયે ઘરને આનંદની લહેરથી ભરી દે છે, વ્યાપારમા લક્ષ્મીને માટે દ્વાર ખુલ્લા કરી દે છે, થાકેલી વ્યક્તિને માટે તે શીતળ, છાયાદાર વૃક્ષ સમાન છે ઉત્સાહથી ખાલી હૃદયમા ઉત્સાહ ભરી દે છે. થરથરતા ( ઠંડીથી ) જનો માટે મીઠા ધૂપ ( તાપ ) સમાન છે.

પ્રસન્નતા એ જીવનનો અમૂલ્ય શણગાર છે તે ખરીદી શકાતી નથી, તે ઉધાર પણ મળતી નથી તથા ચોરાતી પણ નથી કેમકે જ્યાં સુધી તે આપવામાં નથી આવતી, ત્યાં સુધી તે કોઈના કામની પણ નથી છતાં પણ એ ન ભૂલતા કે તે આપવાથી જ સમાપ્ત થાય છે તે તમારા પોતાના અધિકારની વસ્તુ છે જ્યારે ઇચ્છો ત્યારે આપી શકો છો છતાં તે આપવામાં કંજૂસ કેમ બનો છો? જો કુદરતે સૌન્દર્ય ઓછું આપ્યું હોય તો મળનારા સાથે પ્રસન્ન મુખે વાત કરવાનું શીખી લ્યો. પ્રસન્નતા સૌંદર્યની કમીની પૂર્તિ નહિ કરે પણ નવું સૌંદર્ય પેદા કરશે. એક વ્યક્તિ સુંદર છે પરન્તુ સૌંદર્યથી પણ સૌંદર્યનો નશો વધારે છે સીધે મોંએ વાત પણ કરતી નથી તે વ્યક્તિને મળવાથી શું તમે પ્રસન્નતાનો અનુભવ કરી શકશો? નહિ જ

જો પ્રસન્નતાનો ચમત્કાર જોવો હોય તો એક કામ કરો તમે તમારા બે ફોટાઓ તમારી પાસે રાખો. એક એ વખતનો કે જ્યારે તમે ગુલાબની જેમ પ્રસન્ન હો બીજો ફોટો એ વખતનો કે જ્યારે તમે સુસ્ત અને ઉદાસ વાતાવરણમાં હો. હવે તમે જ કહો કે તમારી આંખો ક્યા ફોટાને પસંદ કરશે? સાચી રીતે રોતી સુરતનો ચહેરો કોઈને પસંદ નથી એવી જ રીતે તમે જ્યારે ફોટો પડાવવા જાઓ છો ત્યારે હસતો જ ચહેરો રાખો છો, કે જેથી ફોટામાં કાયમ માટે પ્રસન્નતા રહી જાય.

યાદ રાખો કે દુનિયા પણ એક કેમેરા છે ત્યાં તમારા પ્રતિક્ષણે ફોટા ખેંચાઈ રહ્યા છે હસતો ચહેરો રાખશો તો ફોટો સુંદર પાડશે.

કેટલાક માણસો એવા ચમત્કાર હોય છે કે ખરાબમાં ખરાબ સ્થિતિમાં પણ ખુશમિજાજી રહે છે ત્યારે એવા માણસોની પણ ખોટ નથી કે જેઓ સારામાં સારી હાલતમાં પણ રોતલ મુખ જેવા દેખાય છે તેમને કદી કોઈ હસતાં તો દેખતા જ નથી જ્યારે દેખો ત્યારે મોં ચડેલું જ હોય છે

કોઈ કોઈ માણસો તો ઉદાસીનતાનું કારણ પણ જાણતા હોતા નથી. તેમને પૂછીએ કે તમારા પર એવી કઈ મુસીબત આવી પડી છે કે તમે પોતાના ચહેરા જેવું મોં રાખો છો? તો કહે છે કે દુઃખ શું છે તેની મને પણ ખબર નથી. કેટલાક લોકો ઉદાસીનતાનું કારણ જણાવતાં કહે છે અમારી પાસે આ નથી તે નથી બગીચા નથી મોટર નથી કુટુંબથી સંતોષ નથી, પત્ની સાથે બનતું નથી સંતાનો વિવેકી નથી વગેરે વગેરે. અને એ રીતે તેમની પ્રસન્નતાનું કારણ સમાઈ ગયેલું હોય છે

આવા મનુષ્યો 'જે નથી' તે જુએ છે.' જે તેમની પાસે છે તે તરફ આંખ ઉઘાડીને જોતા નથી તેને બદલે, મારી પાસે શુ છે જે બીજા પાસે નથી, તે તરફ દૃષ્ટિ જાય તો મુઝાયેલો ચહેરો ગુલાબની જેમ ખીલી ઊઠશે

જો પૈસાના અભાવે તમારી પ્રસન્નતા મરી ગઈ હોય તો જરા આંખ ખોલીને જુઓ કે–જેમની પાસે વિશાળ વૈભવ છે, બગલા તથા મોટરો છે, છતા તેમના હૃદયમા પ્રસન્નતાની એક રેખા પણ નથી.

કેટલાક વર્ષો પહેલાની વાત છે. હુ એક બગલામા ગયો વિશાળ બગલો હતો બેચાર મોટરો હતી ઘરમા જેવો જ હુ શેઠની પાસે પહોચ્યો કે તેમની આખોમાથી અશ્રુધારા વરસી પડી તેમને કાઇક આશ્વાસન આપ્યુ, મગલિક સભળાવી અને હુ જ્યારે બગલાની બહાર આવ્યો ત્યારે વિચાર્યું કે–શુ આ સુખ છે? આને જ લોકો સુખ કહે છે? એની પાછળ દુનિયા પાગલ છે! મે મારી સાથેના ભાઈને કહ્યુ આ શેઠ કરતા તો તમે સુખી છો કેમકે તમે હસો છો, ચાલો છો, પરન્તુ પેલા શેઠનુ જીવન તો ભારરૂપ જ બની ગયેલુ જણાય છે ભલે તમારી પાસે વધારે પૈસા ન હોય, પરન્તુ પૈસાવાળાની અપેક્ષાએ તમે વધારે સુખી છો

જો પૈસાના અભાવે તમારી પ્રસન્નતા છીનવાઈ રહી હોય તો એનું ચિત્ર સામે લાવો જેમની પાસે અસીમ પૈસા હોવા છતા જેમની આખો હમેશા ભીની રહે છે પ્રસન્નતા માટે પૈસા એ આવશ્યક વસ્તુ હોય તો, તે કેવળ તમારા નસીબમા જ હોત જો એમ હોત તો તમે હમેશા પ્રસન્ન રહેત અને અમે હમેશા ઉદાસીન રહેત પરન્તુ શું તમે એમ માનો છો કે અધા દુખી છે? તો પછી દુખીયા પાસે આવીને તમે શું લેવાના? ખરી રીતે સતજનો પાસે તો વગર પૈસે સુખ છે તમારા સુખમા તો ક્યારેક ઉતાર અને ચઢાવ પણ આવે છે, પરન્તુ અમારી પાસે તો સુખ–આનદનો ખજાનો છે.

એક ભાઈએ મને પૂછ્યુ 'મહારાજશ્રી, કેમ છો, આનદમા છો?' મે કહ્યું· 'ભાઈ, આનદ તો એટલો બધો છે, કે તમે તેમાથી ૧૦ ગાડા ભરીને લઈ જાઓ તો પણ તે ખૂટે તેમ નથી'

વાસ્તવમાં, મનની પ્રસન્નતાનો સબધ ભૌતિક પદાર્થો સાથે જોડવો તે ગલત છે, કેમકે ભૌતિક પદાર્થોમા સુખની ક્ષણિક લહેર ભલે હોય પણ

પ્રસન્નતા એ જીવનનો અમૂલ્ય શણગાર છે તે ખરીદી શકાતી નથી તે ઉધાર પણ મળતી નથી તથા ચોરાતી પણ નથી, કેમકે જ્યાં સુધી તે આપવામાં નથી આવતી ત્યાં સુધી તે કોઈના કામની પણ નથી છતાં પણ એ ન ભૂલતા કે તે આપવાથી જ સમાપ્ત થાય છે તે તમારા પોતાના અધિકારની વસ્તુ છે જ્યારે ઇચ્છો ત્યારે આપી શકો છો છતાં તે આપવામાં કંજૂસ કેમ બનો છો ? જો કુદરતે સૌન્દર્ય ઓછું આપ્યું હોય તો મળનારા સાથે પ્રસન્ન મુખે વાત કરવાનું શીખી લ્યો. પ્રસન્નતા સૌન્દર્યની કમીની પૂર્તિ નહિ કરે, પણ નવું સૌન્દર્ય પેદા કરશે. એક વ્યક્તિ સુંદર છે પરન્તુ સૌન્દર્યથી પણ સૌન્દર્યનો નશો વધારે છે સીધે મોંયે વાત પણ કરતી નથી તે વ્યક્તિને મળવાથી શું તમે પ્રસન્નતાનો અનુભવ કરી શકશો ! નહિ જ

જો પ્રસન્નતાનો ચમત્કાર જોવો હોય તો એક કામ કરો. તમે તમારા બે ફોટાઓ તમારી પાસે રાખો એક એ વખતનો કે જ્યારે તમે ગુલાબની જેમ પ્રસન્ન હો બીજો ફોટો એ વખતનો કે જ્યારે તમે સુસ્ત અને ઉદાસ વાતાવરણમાં હો હવે તમે જ કહો કે તમારી આંખો ક્યા ફોટાને પસંદ કરશે ! સાચી રીતે રોતી સુરતનો ચહેરો કોઈને પસંદ નથી એવી જ રીતે તમે જ્યારે ફોટો પડાવવા જાઓ છો ત્યારે હસતો જ ચહેરો રાખો છો, કે જેથી ફોટામાં કાયમ માટે પ્રસન્નતા રહી જાય.

યાદ રાખો કે દુનિયા પણ એક કેમેરા છે ત્યાં તમારા પ્રતિક્ષણે ફોટા ખેંચાઈ રહ્યા છે હસતો ચહેરો રાખશો તો ફોટો સુંદર પડશે.

કેટલાક માણસો એવા ચમત્કાર હોય છે કે ખરાબમાં ખરાબ સ્થિતિમાં પણ ખુશમિજાજ રહે છે ત્યારે એવા માણસોની પણ ખોટ નથી કે જેઓ સારામાં સારી હાલતમાં પણ રોતલ મુખ જેવા દેખાય છે તેમને કદી કોઈ હસતાં તો દેખતા જ નથી જ્યારે દેખો ત્યારે મોં ચડેલું જ હોય છે

કોઈ કોઈ માણસો તો ઉદાસીનતાનું કારણ પણ જાણતા હોતા નથી. તેમને પૂછીએ કે તમારા પર એવી કઈ મુસીબત આવી પડી છે કે તમે દીવેલ પીધાના જેવું મોં રાખો છો ! તો કહે છે કે દુઃખ શું છે તેની મને પણ ખબર નથી કેટલાક બીજા ઉદાસીનતાનું કારણ જણાવતાં કહે છે અમારી પાસે આ નથી તે નથી બગીચા નથી મોટર નથી કુટુંબથી સંતોષ નથી, પત્ની સાથે બનતું નથી સંતાનો વિવેકી નથી વગેરે વગેરે, અને આ રીતે તેમની પ્રસન્નતાનું ઝરણું સુકાઈ ગયેલું હોય છે

## ૨. દુ:ખમાંથી સુખ કાઢવાની કળા

**એકવાર** એક ભાઈ મને મળ્યા–મે સહજ પૂછ્યુ કે, 'કેમ છો ?' બસ આ પ્રશ્નની સાથે જ તેના રોવાની વાત નીકળી પડી તે બોલી ઊઠયો.– "બહુ દુ ખી છુ, મહારાજ ! ભર્યું ભાદર્યું ઘર છે, ચાર ભાઈ છે બે બહેનો છે અને માબાપ વૃદ્ધ છે મારા કુટુબમા કોઈ નાનુ નથી બે દીકરા અને છ દીકરીઓ તથા તેમની માતા છે આવક મર્યાદિત છે અને મોઘવારી પારાવાર છે બહેનોના લગ્નની ચિંતા વિશેષ પરેશાન કરી રહી છે. આપ જ કોઇ શાન્તિનો માર્ગ બતાવો '

મે ' કહ્યું. ભાઈ ! ખરેખર તમારી વાત દુ ખભરી છે પરન્તુ ભૂલો નહિ કે દુ ખમાથી જ સુખ મળે છે કમળ કાદવમા પેદા થાય છે સુખનુ કમળ દુ ખ રૂપી કાદવમા ઉત્પન્ન થાય છે. ગુલાબ કાટાની ડાળીઓ પર જ ખીલે છે મખમલની શૈય્યા પર ગુલાબ કદી મ્હેકી ઊઠે નહિ તે માટે તો કાટાની જ શૈય્યા જોઈએ '

જીવનમા જો દુ ખ છે તો પછી રોવાની કોઈ બાબત જ નથી જો માનવની પાસે દુ ખ ન હોય તો સુખની કોઈ કિમત જ ન થાય દુ ખ છે, એટલા માટે જ દુનિયા સુખની પાછળ દોડે છે યાદ રાખો કે, સીધી સડક ડ્રાઈવરને ગાફેલ બનાવે છે આડીઅવળી સડક જ ડ્રાઈવરની નશાવાળી આખોને સાવધાન કરે છે વળાકનો એક જ ઝટકો તેની આખોમા વધતા નશાને દૂર કરે છે

હા, તો હુ કહુ છુ કે, સુખ કામનુ છે તો દુ ખ પણ નકામુ નથી, તે, જીવનમા નવો રસ જન્માવે છે પરાયા દુ ખની પિછાણ પણ દુ ખની ઘડીઓમા થાય છે સારા મિત્રની પરીક્ષા પણ વિપત્તિમા જ થાય છે સપ-

આગળ વધીને, હસતા હસતા તેનુ સ્વાગત કરો. જીવનમાં ધૈર્ય અને સાહસ હોય, તો દુ ખમાથી સુખ મેળવી શકાય છે બીજાના ખિસ્સામાથી પૈસા કઢાવવાની કળા તો તમે શીખ્યા છો પરન્તુ દુ ખમાથી સુખ મેળવવાની કળા તમે શીખ્યા છો કે નહિ ?

માનવ મહાન છે. તેની પાસે બુદ્ધિનો વૈભવ છે તે કોલસાની ખાણુ-માંથી હીરા કાઢી શકે છે માટી અને રાખનુ સોનુ બનાવી શકે છે તે, ગટરના ગ દા પાણીમાથી ગેસ અને વિજળી મેળવી શકે છે મે એક સાપ્તાહિક પેપરમા વાચ્યુ હતુ કે, મુ બઈની ગટરો સોનુ કાઢે છે હેડિગ વાચીને આશ્ચર્ય થયુ જ્યારે ઊ ડે ઊતર્યો ત્યારે તેનુ રહસ્ય જણાયુ લેખકે બતાવ્યું કે, ગટરોમા ગેસ ઉત્પન્ન થાય છે જે આખા મુ બઈને પ્રકાશ આપે છે. ગટરોનુ ગ દુ પાણી ખેતરોને આપવામા આવે છે, તેના બદલામા ખેડૂતો રૂપિયા આપે છે હવે તો તમે સમજી ચૂકયા છો કે, માનવ કેટલો બુદ્ધિ-શાળી છે ? એટલા માટે જ તેને મહાન કાર્ય સોપવામા આવ્યુ છે કે, તે દુ ખમાથી સુખ શોધી શકે સુખના સાધનોથી સુખ મેળવવુ એ નવાઈ નથી તલમાથી તેલ કાઢવુ એ કોઈ ચમત્કાર નથી, પણ કોઈ ઘઉના દાણા-માથી તેલ કાઢી બતાવે તો તે ચમત્કાર કહેવાશે

માનવ જેવા મહાન પ્રાણી પાસે એ જ આશા રાખવામા આવે છે. વૈદિક વિચારધારા સાથે સ બ ધિત એક વાત મને યાદ આવે છે તે તમને કહી દઉ વિશ્વકર્માએ પુષ્પોમા સુગ ધ ભરી અને કહ્યુ કે, વિશ્વને સુગ ધિત રાખજો કોયલને મધુર સ્વરની લહેર આપી અને કહ્યુ કે વિશ્વને મધુર ક ઠે મધુર સ દેશ આપજે વૃક્ષને ફળોનો વૈભવ આપ્યો અને કહ્યુ કે, વિશ્વના ચરણોમા તે ફળોને સમર્પિત કરજે પરન્તુ માનવોને માટે જુદો નિયમ છે તેમને અ ધકાર આપ્યો અને કહેવામા આવ્યુ કે, તેમાથી પ્રકાશના કિરણો પ્રાપ્ત કરજો તેમને મૃત્યુ આપ્યુ અને કહ્યુ કે, તેમાથી અમરતાનુ વરદાન પ્રાપ્ત કરજો અમ ગળ આપીને મ ગળ પ્રાપ્ત કરવાની પ્રેરણા કરી અને તેને દુ ખ આપ્યુ અને કહ્યુ કે, તેમાથી સુખ પ્રાપ્ત કરો

શુ મનુપુત્ર સાથેનો વિશ્વકર્માનો આ અન્યાય નથી ? ઉત્તર મળશે— નહિ, કેમકે તે મહાન છે અને તેનુ કાર્ય પણ તેને અનુરૂપ જ હોવુ જોઈએ એક વીરને દીવાસળી તોડવાનુ કહેવુ, શુ આથી તે તેનુ અપમાન નથી કરતો ?

જેમાં તો સૌ કોઈ મિત્ર છે ને કોઈને રસ્તામાં ખવરાવો તો મિત્ર બનવાનો પણ ઈન્કાર કરશે!

ધર્મ અને સાધનાની વાતો પણ દુઃખમાં જ યાદ આવે છે. ઠીક હવે આપને પૂછું છું કે જ્યારે તમે નવશા બનીને કોઈની જાનમાં ગયા હો અને આઈસ્ક્રીમની પ્લેટો ઉડી રહી હોય ત્યારે ધર્મ યાદ આવે છે? કે જ્યારે તમને ૧ ૫ ડીગ્રી તાવ આવ્યો હોય ત્યારે ધર્મ યાદ આવે છે? પહેલી વાત માટે સભામાંથી ઈન્કાર આવી રહ્યો છે ત્યારે બીજી વાત સભા સ્વીકારે છે. જ્યારે જોરદાર તાવ ચડ્યો હોય ત્યારે તમે ઝટ પુત્રને કહો છો કે જા જરા ઉપાશ્રયે જઈને મહારાજને કહે કે મને માંગલિક સંભળાવે. હા, તો અમે પણ તમને દુઃખમાં જ યાદ આવીએ છીએ.

હું તમને વિશેષ પૂછી લઉં તમને વૈરાગ્યની લહેર ક્યારે આવે છે? જ્યારે શ્રીમતી ગરમ ગરમ ફુલકા ચોપડીને થાળીમાં ધરે છે અને મીઠી મીઠી વાણી બોલીને તમને ખવડાવે છે ત્યારે તમને સંસાર અસાર લાગે છે કે, તમે તેને કોઈ વાત કહો અને તે શ્રીમતી તમારી વાતને કાપી નાખે ત્યારે સંસાર અસાર લાગે છે? આનો શો ઉત્તર મળશે! પહેલી ઘટના વખતે તો તમને સંસાર મીઠો લાગે છે અને બીજી ઘટના વખતે સંસાર કડવો લાગે છે.

જ્યારે તમારો પુત્ર તમારા પગ દબાવે છે અને કમાઈ-કમાઈને સો સોની નોટો લાવીને આપે છે ત્યારે તમને સંસાર જૂઠો લાગે છે કે તમારા ખિસ્સામાંથી નોટ ઉપાડી લીએ ત્યારે! ખરી રીતે પહેલાં તો સંસાર તમને સારભૂત લાગે છે અને બીજી ઘટનામાં ભૂંડો લાગે છે. વૈરાગ્યની લહેરો પણ દુઃખમાં જ આવે છે માટે એમ ન ધારશો કે એકલું સુખ જ કામનું છે અને દુઃખ નકામું છે.

એક વિચારકે તો એટલે સુધી કહ્યું છે કે, જે મનુષ્યે એકવાર પણ દુઃખનો અનુભવ નથી કર્યો તે બિચારો કમભાગી છે. દુઃખનો અનુભવ કર્યા બાદ હૃદય કોમળ બને છે અને બીજાનાં દુઃખોનો અનુભવ થાય છે. એટલા માટે જ હું કહું છું કે મિઠાઈની સાથે મીઠાના સ્વાદવાળી વસ્તુ ન હોય તો ખાવામાં મજા નથી આવતી, એ જ રીતે સુખની સાથે થોડું દુઃખ ન હોય તો જીવનની મજા નથી આવતી.

જીવનમાં જ્યારે જ્યારે મુશીબતો આવે ત્યારે તમે ગભરાઓ નહિ

આગળ વધીને, હસતા હસતા તેનુ સ્વાગત કરો જીવનમા ધૈર્ય અને સાહસ હોય, તો દુ ખમાથી સુખ મેળવી શકાય છે બીજાના ખિસ્સામાથી પૈસા કઢાવવાની કળા તો તમે શીખ્યા છો પરન્તુ દુ ખમાંથી સુખ મેળવવાની કળા તમે શીખ્યા છો કે નહિ ?

માનવ મહાન છે. તેની પાસે બુદ્ધિનો વૈભવ છે તે કોલસાની ખાણમાંથી હીરા કાઢી શકે છે માટી અને રાખનુ સોનુ બનાવી શકે છે તે, ગટરના ગ દા પાણીમાથી ગેસ અને વિજળી મેળવી શકે છે મે એક સાપ્તાહિક પેપરમા વાચ્યુ હતુ કે, મુબઈની ગટરો સોનુ કાઢે છે હેડિગ વાચીને આશ્ચર્ય થયુ જ્યારે ઊ ડે ઊતર્યો ત્યારે તેનુ રહસ્ય જણાયુ લેખકે બતાવ્યુ કે, ગટરોમા ગેસ ઉત્પન્ન થાય છે જે આખા મુબઈને પ્રકાશ આપે છે. ગટરોનુ ગ દુ પાણી ખેતરોને આપવામા આવે છે, તેના બદલામા ખેડૂતો રૂપિયા આપે છે હવે તો તમે સમજી ચૂકયા છો કે, માનવ કેટલો બુદ્ધિશાળી છે ? એટલા માટે જ તેને મહાન કાર્ય સોપવામા આવ્યુ છે કે, તે દુ ખમાથી સુખ શોધી શકે સુખના સાધનોથી સુખ મેળવવુ એ નવાઈ નથી તલમાથી તેલ કાઢવુ એ કોઈ ચમત્કાર નથી, પણ કોઈ ઘઉ ના દાણામાથી તેલ કાઢી બતાવે તો તે ચમત્કાર કહેવાશે.

માનવ જેવા મહાન પ્રાણી પાસે એ જ આશા રાખવામા આવે છે. વૈદિક વિચારધારા સાથે સ બ ધિત એક વાત મને યાદ આવે છે તે તમને કહી દઉ. વિશ્વકર્માએ પુષ્પોમા સુગ ધ ભરી અને કહ્યુ કે, વિશ્વને સુગ ધિત રાખજો કોયલને મધુર સ્વરની લહેર આપી અને કહ્યુ કે વિશ્વને મધુર ક ઠે મધુર સ દેશ આપજે વૃક્ષને ફળોનો વૈભવ આપ્યો અને કહ્યુ કે, વિશ્વના ચરણોમા તે ફળોને સમર્પિત કરજે પરન્તુ માનવોને માટે જુદો નિયમ છે. તેમને અ ધકાર આપ્યો અને કહેવામા આવ્યુ કે, તેમાથી પ્રકાશના કિરણો પ્રાપ્ત કરજો તેમને મૃત્યુ આપ્યુ અને કહ્યુ કે, તેમાથી અમરતાનુ વરદાન પ્રાપ્ત કરજો અમ ગળ આપીને મ ગળ પ્રાપ્ત કરવાની પ્રેરણા કરી અને તેને દુ ખ આપ્યુ અને કહ્યુ કે, તેમાથી સુખ પ્રાપ્ત કરો

શુ મનુપુત્ર સાથેનો વિશ્વકર્માનો આ અન્યાય નથી ? ઉત્તર મળશે—નહિ, કેમકે તે મહાન છે અને તેનુ કાર્ય પણ તેને અનુરૂપ જ હોવુ જોઈએ એક વીરને દીવાસળી તોડવાનુ કહેવુ, શુ આથી તે તેનુ અપમાન નથી કરતો ?

માનવ મહાન કલાકાર છે પરન્તુ તેની કલા માટીનાં ઘરો બનાવવા પૂરતી મર્યાદિત નથી. પણ આત્મામાંથી પરમાત્માની મૂર્તિ કંડારવાનું તેનું કામ છે તો પછી દુ:ખમાંથી સુખ કાઢવું એ કઈ મોટી વાત છે!

તમે પણ એવા કલાકાર બનો કે દુ:ખમાંથી સુખ પ્રાપ્ત કરી શકો કે જેથી દુ:ખ જેવી કોઈ કહાણી તમારા જીવનમાં ન આવે. શું તમે એ કલા શીખવા ઇચ્છો છો? તો તે શીખવા માટે તમારે સ્કૂલમાં ટ્રેનિંગ લેવી પડશે. તે માટે બે બાબતો જરૂરની છે

૧ ભૂલી જાઓ

૨ વિચારોને વળાંક આપો

જી હા બિલકુલ ઠીક જ કહું છું. યાદ રાખવા માટે લોકોએ તમને કહ્યું હશે, પરન્તુ હું તમને કહું છું કે ભૂલતાં શીખો. પણ ધ્યાન રાખો કે મારી આ વાત પણ ભૂલી ન જતા.

હાં તો હું કહી રહ્યો હતો કે દુ:ખમાંથી સુખ મેળવવા માટે ભૂલી જવાનું પણ શીખો. પણ શું ભૂલવાનું છે તે પણ બતાવું. જો તમે બીજાના ઉપર ખૂબ જ ઉપકારો કર્યા હોય અને તમારા વડે તેના જીવનમાં નવો પ્રકાશ આવ્યો હોય, તમારા કુશળ હાથોએ અણઘડ પત્થરની ભવ્ય મૂર્તિ બનાવી હોય અને તે મૂર્તિ સમાજના રંગમંચ પર ઝળકાવી દીધી હોય, આટલા ઉપકાર કર્યા પછી પણ જો તમે આરામમાં રહેવા ઇચ્છતા હો, તો હું તમને એ જ કહીશ કે આ ઉપકારની વાતોને ભૂલી જાવ.

હું સમાજના એક સેવાભાવી મહાશયને જાણું છું જેણે પોતાનું આખું જીવન સમાજસેવામાં જોડી દીધું અને જેણે વિશાળ શિક્ષણસંસ્થાને જન્મ આપ્યો. એક ગરીબ વિદ્યાર્થી હતો જેની પાસે અભ્યાસાર્થે એક પૈસો પણ ન હતો તેને માત્ર વિદ્યાર્થી તરીકે દાખલ કર્યો. તેના પ્રયત્નથી તેણે શિક્ષણક્ષેત્રમાં પ્રગતિ કરી તે અણઘડ પથ્થર ભવ્ય મૂર્તિ બનીને સમાજમાં ચમકવા લાગી. તેણે ચમકીને પદ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા પરંતુ તે સમાજમાં પોતાના નિર્માતાને ભૂલી ગયો એટલું કરીને જ તે ન અટક્યો પરન્તુ તેણે તે નિર્માતાને સમાજની પ્રીતિથી દૂર પાડ્યો અને સંસ્થામાંથી રાજીનામું આપવાની ફરજ પડી.

કેવી રીતે હશે તે સમાજસેવકના હૃદય પર કેટલી ઊંડી ચોટ

લાગી હશે તે સમાજસેવકને ? એક નહિ પણ બે ઊંડા ઘા તેના દિલ પર લાગ્યા હતા એક, સમાજ સમક્ષ અપમાનિત બન્યા તો અને બીજો—તેને પોતાનુ પદ અને પ્રતિષ્ઠા ગયાનો નહિ, પરન્તુ પોતાના જ ઉપકાર તળે આગળ વધેલો તે શિષ્ય પોતાને જ લઈ બેઠો તેનો ઘા તે ભાઈ મને મળ્યા પણ ખરા અને મારી પાસે બધી આતરવ્યથા કહી સભળાવી મે કહ્યુ. 'તમારામા નિઃસ્વાર્થ સેવાની જ્યોતિ છે તો સમાજ આજે નહિ તો કાલે પણ તમારા ચરણ ચૂમશે બીજી વાતને ભૂલી જાઓ 'મે કોઈના પર કોઈ ઉપકાર કર્યો છે' એ જ વાત તમને દુ ખ ઉપજાવી રહી છે. તેને ભૂલી જાઓ અને એમ જ વિચારો કે તેને ચમકવાનુ હતુ હુ તો માત્ર નિમિત્ત રૂપજ બની રહ્યો હતો તે ઉપકારોને જેટલા યાદ કરશો તેટલી જ આતરવ્યથા વધતી જશે, માટે દુ ખમાથી સુખ કાઢવુ હોય તો ભૂલી જાઓ અને વિચારો કે મે કાંઈ જ કર્યુ નથી

મહાભારતના યુદ્ધની જ્વાલાઓમા જ્યારે ધૃતરાષ્ટ્રના દુર્યોધન જેવા સો પુત્ર ભસ્મ થઈ ગયા, તેના દિલને દુ ખની જ્વાળાઓએ ઘેરી લીધુ, આખો અ તરવેદનાથી પીગળવા લાગી, ત્યારે મહર્ષિ વ્યાસે અ ધરાજાને એ જ કહ્યુ હતુ કે રાજન્! ભૂલી જાઓ તે દુ ખભરી વાતને, ભૂલી ગયા વગર તમે આન દ નહિ મેળવી શકો અર્થાત્ દુ ખમાથી સુખ પ્રાપ્ત કરવા માટે ભૂલી જતા શીખો તમે બીજાઓ પર આશીર્વાદ વરસાવ્યા હોય, તેને પણ ભૂલી જાઓ અને બીજાઓએ તમારા પર જુલ્મ કર્યો હોય તો તેને પણ ભૂલી જાવ જીવનમા સુખ લેવા માટે બીજી શરત છે એ કે વિચારોને વળાક આપી દો, વિચારોનો વળાક જીવનને વળાક (ફેરવવુ) આપી શકે છે.

જો શરીરમા કોઈ બીમારી આવી હોય તો એમ ન વિચારશો કે, તે કદી જશે જ નહિ, ક્યારેક સળેખમ થયુ હોય તો માણસ વિચારે છે કે તાવ (જ્વર) ન આવે તો ઠીક કદાચ તાવ આવ્યો હોય તો વિચારે છે કે કદાચ ટાઈફોડ ન થાય તો ઠીક! જો પેટમા દુ ખવા આવ્યુ હોય તો વિચાર કરે છે કે, એપન્ડીસ તો નહિ હોય! હૃદય પર કોઈ દુ ખાવો જણાય તો વિચાર કરવા લાગે છે કે, હાર્ટએટેક (હૃદયરોગ) તો નહિ થાયને ? આ બધા વિચારો દુ ખમા ડૂબવાના છે જીવનમા દુ ખ આવે તો દુ ખના સાગરમા ન ડૂબો તેમા તરવાની કળા આવવી જોઈએ. જો ખાસી થઈ હોય એમ ન વિચારવુ કે, આ ક્ષયનુ નિમ ત્રણ છે એમ વિચાર્યુ તો દુ ખના સાગરમા ડૂબી ગયા પરન્તુ એવુ વિચારો કે, ગયે વર્ષે પણ મને

ખાંસી થઈ ગઈ હતી તે પંદર દિવસમાં મટી ગઈ હતી, તો આ પણ મટી જશે. આ જ વાત તાવ અને અન્ય રોગો સંબંધમાં લાગુ પડે છે.

જો ખાંસી સાથે જ ક્ષયરોગનું નિમંત્રણ લઈને આવી હોય તો મન પર ચિંતાને સવાર કરવા દો. આજે તો ચિકિત્સા (સારવાર–નિદાન)નું વિજ્ઞાન ક્ષય ઉપર પણ વિજય મેળવતું થયું છે. જો સાચે જ મૃત્યુ જ આવી પહોંચ્યું હોય તો ભાગીને ક્યાં જશો ! તેનું પણ હસતાં હસતાં સ્વાગત કરો. વીર અને બહાદુર માણસો મોતથી ગભરાતા નથી. તેઓ તો બેડિંગ–બિસ્તરા બાંધીને હંમેશાં તૈયાર જ રહે છે. તે આવતાં જ કૂદીને તેની ગોદમાં એવી રીતે બેસી જાય છે કે જાણે માતાની ગોદમાં બેસી ગયા હોય ! વિચારોને ફેરવતાં શીખો તો સુખ તમારી પાસે જ છે. કોઈ ઘટનાને બદલવાની તાકાત આપણામાં નથી, પરન્તુ તેની પાછળના વિચારોના પ્રવાહને અમે બદલાવી શકીએ છીએ. કલ્પના કરો—એક ભાઈને એકનો એક પુત્ર છે. તેણે સારી રીતે ભણાવ્યો છે. હજારો રૂપિયા પાણીની જેમ વાપરી નાખ્યા છે. અમેરિકા સુધી તેને ઉચ્ચ અભ્યાસ અર્થ મોકલ્યો છે. હવે હોશિયાર થઈને તે જ્યારે પાછો ફરતો હતો ત્યારે માતાપિતાના મનમાં નવી કલ્પનાની લહેરો દોડવા લાગી. ઘડું ઘર જોઈને તેના લગ્ન કર્યાં. તમે પણ એમ જ વિચારો છો કે છોકરો હોંશિયાર થઈ ગયો છે. હવે તેને લગ્નગ્રન્થીથી જોડી દેવો જોઈએ. પરન્તુ એમ કોઈ વિચારતું નથી કે મુનિ પધારે તો જીવનનું કલ્યાણ કરવા માટે તેને ભગવતી દીક્ષા અપાવી દેવી.

પુત્ર અમેરિકાથી આવ્યા પછી પિતાએ તે પુત્રનું લગ્ન કર્યું તથા તેમાં દિલ ખોલીને ખર્ચ કર્યું અને ત્યાં મનમાં ભારે ઉમંગ પણ હોય છે કે એવી ધામધૂમથી વરઘોડો કાઢીએ કે ગામમાં રહેનારા બધા માણસો તે જોઈને ચકિત થઈ જાય. ત્યાં તો હસવાની બાબત હોય છે. રોવાની વાત તો સામાજિક શું પણ ધાર્મિક કાર્યો માટે જ્યારે ફાળો (ટીપ) કરવામાં આવે છે ત્યારે યાદ રાખે છે. એ વખતે ઇન્કમટેક્ષ અને સેલટેક્ષ યાદ આવે છે. અસ્તુ. મારે વાતને વધારે લાંબી કરવી નથી.

પુત્રના લગ્ન થયા અને છ મહિના પણ ન થયા, ત્યાં તો પુત્ર અને પુત્રવધૂએ નવું ઘર વસાવ્યું. આ એક ઘટના છે. આ ઘટના પરથી તમે દુઃખ અને સુખ બન્ને અનુભવી શકો છો. દુઃખને કહેવાનું તો સૌ કોઈ જાણે છે. ઘેર ઘેર તે વાતને કહેતા ફરે છે કે ... પણ આરામ થયું એ

દીકરાને એટલો ભણાવ્યો કે તેની પાછળ હજારો રૂપિયાનું ખર્ચ કર્યું. તેના ભણતરમાં પાણીની જેમ પૈસા ખરચ્યા અને આજે વહુ આવતાં જ તે, મારાથી જુદો થઈ ગયો તે ચંડિકા જ એવી આવી છે'

આ તો દુ:ખાનુભવની વાત કરી, હવે તમને એ પણ બતાવું કે, આ ઘટનાથી તમે સુખ પણ મેળવી શકો છો હવે જો તમે એવું વિચારો કે, સારું થયું, એટલી ઉપાધિ મારા માથેથી ઓછી થઈ અલગ થવાથી તેને પોતાની જવાબદારીનું ભાન થશે અને ઘર ચલાવવાની અક્કલ આવશે. મારી નજર સામે જ તે પોતાના પગ પર ઊભો રહેતો થઈ જશે બીજી વાત એ કે, જો તેને પુત્ર-પુત્રીઓ થાય તો તેમને પણ મારે જ સંભાળવા પડત તેમને ભણાવવાગણાવવા, સગપણલગ્ન કરવા, વગેરે જવાબદારીઓ મારે શિરે જ આવત એટલે હવે હું એ બધી જવાબદારીઓથી મુક્ત થઈ ગયો છું.

વિચાર બદલ્યો તો દુ:ખ ગયું અને સુખ આવ્યું વાસ્તવમાં 'જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ' જેવી દૃષ્ટિથી તમે જોશો તેવી વસ્તુ તમને મળશે ઘટના એક જ છે પહેલા તમને દુ:ખ ને દુ:ખ જ મળતું અને જ્યારે વિચાર પલટાયો ત્યારે દુ:ખની જગ્યાએ સુખ આવી ગયું.

એવી જ એક ઘટના મારા જીવનની પાસે આવી હતી વાત મુંબઈની છે કોટમાં મારું ચાતુર્માસ હતું ત્યાં એક બહેન આવી તેનું નામ કંચનબેન હતું એકવાર તે, તેના મનની અંતર્વ્યથા મારી સમક્ષ રજુ કરતા બોલી- 'ગુરુદેવ, મારું સર્વસ્વ લૂટાઈ ગયું છે પતિ દેવલોક પામ્યા, એક દીકરો હતો, તે પણ કુદરતે છીનવી લીધો એક દીકરી છે, તે તો સમુદ્ર પાર મોમ્બાસા (આફ્રિકામાં) બેઠી છે મારી જિંદગી સર્વ તરફથી સૂની છે'

મે કહ્યું-બહેન, પ્રકૃતિના આ નિયમને બદલવાની કોનામાં તાકાત છે? તેને નથી તો તમે બદલી શકતા કે નથી હું બદલી શકતો પરન્તુ હા, થોડી દૃષ્ટિ બદલો તો આ દુ:ખમાંથી તો તમે સુખ મેળવી શકો છો પુત્રના અભાવનું તમને દુ:ખ છે, પરન્તુ જેટલા લોકો પુત્ર-પુત્રીઓવાળા છે તેઓ બધા શું સુખી છે? જરા સમાજ તરફ જુઓ, તો તમને ખબર પડશે કે, દીકરા-દીકરીઓવાળા અંદર ને અંદર આંસુઓ સાર્યા કરે છે બીજી બાજુ, પુત્ર પ્રત્યેની તમારી જવાબદારીઓ પણ ઓછી ન હતી તેને ભણાવવો, ગણાવવો, સગપણ-લગ્ન કરવા, એ બધું તમારે કરવું પડત તે બધા કર્તવ્યોથી તમે મુકત થઈ ગયા છો પહેલા, પુત્રનું સુખ હતું તો હવે

મે તેને મારો પુત્ર માની લીધો જ્યારે હુ કોઈ સારી વસ્તુ બનાવુ છુ ત્યારે તેને આપ્યા વિના હુ ખાતી નથી.

મે કહ્યુ 'બહેન, તમારી સમતાની સાધના સાચે જ ધન્ય છે શત્રુને પોતાનો પુત્ર માની લેવો એનાથી વધારે સફળ સાધના બીજી કઈ હોઈ શકે ?'

હા, તો કહેતો હતો તે બહેને વિચારોને વળાક આપી દીધો, ત્યારે જ તે દુખના દરિયામાથી સુખ અને આનદના મોતી મેળવ્યા પછી કદી પણ તે, પુત્રને માટે રડી નથી.

વાસ્તવમા, સુખ બીજુ શુ છે એ તો આપણા મનનુ જ પ્રતિબિબ ! આપણે જેને ચાહીએ છીએ તે સુખ છે અને જેની પ્રત્યે નફરત કરીએ છીએ તે દુખ છે એક માણસ પોતાને ઘેર જવા માટે ઉત્સુક હતો. તે બોલ્યો–'મને છ મહિના થઈ ગયા, છતા ઘેર જ જવા પામ્યો નથી' રસ્તામા જ્યારે તે તેના બીજા એક મિત્રને મળ્યો, તે મિત્ર બોલ્યો–' યાર, હુ તો બહુ જ દુખી છુ. છ મહિનાથી ઘરની બહાર જ નીકળ્યો નથી' હવે તમે જ કહો, કે સુખ કયા છે ? ઘરની અદર કે ઘરની બહાર ?

ખરેખર, સુખ એ આપણા મનની કલ્પનાઓ છે અને આનદ એ આત્માનો સ્વભાવ છે મનને વળાક આપો, મનના વિચારોને ફેરવો, તો આનદનો સાગર આપને પ્રસન્ન કરતો દેખાશે તે દૂર નથી, આપની અદર જ છે અતરપટ ખોલો અને ગુરુદર્શન પામો.

ॐ शान्तिः

સૌરાષ્ટ્ર સ્થાનકવાસી જૈનવાડી,
નગરશેઠનો વડો,
અમદાવાદ



સ્વતંત્રતાનું સુખ છે બીજી તરફ તમે એકલાપણું કેમ અનુભવો છો ! સમાજનાં સઘળાં બાળકો તમારાં જ છે સમાજની સઘળી બહેનોને પોતાની બહેનો બનાવી લ્યો. અને તેણે કર્યું પણ એમ જ

વસ્તુત તે દિવસથી તેનાં આંસુઓનું સ્થાન પ્રસન્નતાએ લઈ લીધુ હતુ પોતાના દુ ખને સેવાએ ભૂલાવી દીધુ હતુ સેવાની સાથે તે બહેનની સમતાની વાત તો દિલને પિગળાવી દે તેવી છે જ્યારે વિચારોમાં નવુ પરિવર્તન થાય છે ત્યારે વિષમતાઓમાંથી સમતાનો સ્રોત વહે છે એ વાત પણ તેઓના મોઢેથી જ સાંભળી લ્યો તેણે એકવાર કહ્યું હતુ–

ગુરુદેવ ! હુ સુદામા નિવાસના ચોથે માળે રહુ છુ

એકવાર મારો નાનો પુત્ર ગેલેરીમાં રમતો હતો. હુ રોટલી બનાવતી હતી. તે ગેલેરીની જાળી પર ચઢીને નીચે જોવા લાગ્યો. એટલામાં પાડોશીના છોકરાએ રમતાં રમતાં પાછળથી તેના બને પગ ઉપાડ્યા તે કાબૂ ગુમાવી ધબાક કરતો નીચે પડ્યો. નીચે પડતાં જ એક ચીસ નીકળી. ચીસ સાંભળીને હુ બહાર આવી ત્યાં સુધીમાં તો ખેલ ખલાસ થઈ ગયો હતો. હુ દોડીને નીચે ગઈ ત્યાં હસતાં બોલતાં રમકડાની જગ્યાએ લોહીથી ભરેલી એક લાશ પડી હતી. એ દેખીને મારુ હૈયુ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યુ મારુ સર્વસ્વ લૂટાઈ ગયું હતુ પતિદેવ ગયા તો તેની આ એક આશા હતી. પરન્તુ તે પણ આજે પોતાની રડતી માતાને છોડીને, કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો હતો !

પેર કેટલાક દિવસો વીત્યા મારી બીજી પડોશણે એક દિવસે મને કહ્યું કે આ છોકરાએ તારા ફૂલ જેવા બાળકનો પ્રાણ લીધો છે ત્યારે મેં પડોશણ બાઈને કહ્યું કે બહેન મારા નસીબમાં બાળક હોત તો આમ કેમ જાત ! પરન્તુ જ્યારે તે બાળક, તેનાં કપડાં અને રમકડાં જ્યારે જ્યારે મારી આંખ સામે આવે છે ત્યારે ત્યારે મારી આંખો આંસુથી ભીંજાઈ જાય છે અને વિચારુ છુ કે હવે કોને આ ડ્રેસ પહેરાવું આ રમકડાંથી હવે કોણ રમશે !

એક દિવસ હુ તે રમકડાં અને કપડાં લઈને પડોશમાં ગઈ ત્યાં એક બાળક રમતુ હતુ તેને વહાલથી મે ખોળામાં બેસાડ્યુ અને મારા બાળકનો પોશાક તેને પહેરાવી દીધો. રમકડાં પણ તેને આપી દીધાં. અને કહ્યું —

તે તો ગયો, પણ આજથી તુ જ મારો પુત્ર છે અને તે દિવસથી

મે તેને મારો પુત્ર માની લીધો જ્યારે હુ કોઈ સારી વસ્તુ બનાવુ છુ ત્યારે તેને આપ્યા વિના હુ ખાતી નથી.

મે કહ્યુ 'બહેન, તમારી સમતાની સાધના સાચે જ ધન્ય છે. શત્રુને પોતાનો પુત્ર માની લેવો એનાથી વધારે સફળ સાધના બીજી કઈ હોઈ શકે ?'

હા, તો કહેતો હતો તે બહેને વિચારોને વળાક આપી દીધો, ત્યારે જ તે દુ ખના દરિયામાથી સુખ અને આન દના મોતી મેળવ્યા પછી કદી પણ તે, પુત્રને માટે રડી નથી.

વાસ્તવમા, સુખ બીજુ શુ છે એ તો આપણા મનનુ જ પ્રતિબિ બ ! આપણે જેને ચાહીએ છીએ તે સુખ છે અને જેની પ્રત્યે નફરત કરીએ છીએ તે દુ ખ છે એક માણસ પોતાને ઘેર જવા માટે ઉત્સુક હતો. તે બોલ્યો–'મને છ મહિના થઈ ગયા, છતા ઘેર જ જવા પામ્યો નથી ' રસ્તામા જ્યારે તે તેના બીજા એક મિત્રને મળ્યો, તે મિત્ર બોલ્યો–' યાર, હુ તો બહુ જ દુ ખી છુ છ મહિનાથી ઘરની બહાર જ નીકળ્યો નથી ' હવે તમે જ કહો, કે સુખ કયા છે ? ઘરની અ દર કે ઘરની બહાર ?

ખરેખર, સુખ એ આપણા મનની કલ્પનાઓ છે અને આન દ એ આત્માનો સ્વભાવ છે મનને વળાક આપો, મનના વિચારોને ફેરવો, તો આન દનો સાગર આપને પ્રસન્ન કરતો દેખાશે તે દૂર નથી, આપની અ દર જ છે અ તરપટ ખોલો અને ગુરુદર્શન પામો.

ૐ शान्ति

સૌરાષ્ટ્ર સ્થાનકવાસી જૈનવાડી,
નગરશેઠનો વ ડો,
અમદાવાદ



# ૩ પેટ ભરો પણ પેટી ના ભરો

(અપરિગ્રહવાદ)

આજના પ્રવચનનો વિષય છે "પેટ ભરો પણ પેટી ના ભરો" જીવનની સાથે પેટની સમસ્યા જોડાયેલી છે એટલે જ્યાં સુધી પેટ છે એની સમસ્યાનો ઉકેલ લાવવો જ પડશે. કિન્તુ પેટીની સમસ્યા બીજી છે પેટ ખાલી હશે તો એ માગશે પરન્તુ પેટી ખાલી હશે તો એ માગવા નહીં જાય.

એકએક દિવસ પહેલાં એક ભાઈ મારી પાસે આવ્યા કહેવા લાગ્યા મહારાજ પેટ માટે પેટી જરૂરી છે પેટી ખાલી હશે તો પેટ પણ ખાલી જ રહેશે. પરન્તુ એમની આ દલીલ મને ઠીક લાગતી નથી. મેં કહ્યું પેટી ખાલી હોવાની સ્થિતિમાં પણ પેટ તો ભરી શકાય છે એ ઋષિ-મહર્ષિઓ પાસે ક્યાં પેટીઓ ભરી હતી, છતાંય પેટ ભરવાની સમસ્યા એમની સામે કદી આવી નહોતી. પશુ અને પંખીઓ પાસે પેટીઓ ક્યાં છે? છતાંય પેટ તો કોઈનું ખાલી રહેતું નથી. એ તો ફક્ત પેટ ભરે છે પેટી ભરતા જોવામાં આવ્યા નથી. એક ગાયની સામે લીલાછમ ઘાસનો ભારો પડ્યો છે એ તો એના પેટમાં સમાશે તેટલું જ ખાશે. પરન્તુ માનવીને આ કદી શક્ય નથી એ પેટ તો ભરે જ છે સાથે પેટી પણ ભરવા માગે છે ઘણી વાર એવું સાંભળવામાં આવ્યું છે કે અમુક વ્યક્તિ એક પરિવારમાં વર્ષો સુધી રહ્યો સાથે ખાધુ-પીધુ પરન્તુ એક દાડો એ જ સજ્જન એની તિજોરી પર હાથ મારી ચાલ્યો ગયો. પેટી ભરવાની ભાવનાએ માનવતાને કચરી નાખી છે

તથાપિ પેટની સમસ્યા જમાની સાથે છે એટલે જ એક વિચારી

કહ્યું છે, કે પેટ ન હોત તો માનવ ઈશ્વર હોત. સૂર્ય પણ ગોળ છે, ચંદ્ર પણ ગોળ છે અને લોટની નાની રોટલી પણ ગોળ છે. પરંતુ સૂર્ય અને ચન્દ્રની અપેક્ષાએ રોટલાને વધુ લોકપ્રિયતા સાંપડી છે. ચન્દ્રની શાંત, સ્નિગ્ધ આદની કવિઓની કાવ્યભૂમિ રહી છે કિન્તુ એનો ઉદય ચક્રવાક (એક જાતનું પક્ષી) માટે દુઃખપ્રદ જ બને છે કમળ એને જોઈને પોતાની બધી હાસ્ય છટા ભૂલી જાય છે એટલે જ ચંદ્ર પણ સમસ્ત વિશ્વનું પ્રીતિપાત્ર બની શક્યો નથી બીજી બાજુ સહસ્ર કિરણધારી સૂર્ય અંધકારની સામે બાથ ભીડી સંસારને નવપ્રકાશ આપે છે તથાપિ એનો ઉદય ઘુવડ માટે સંકટ-પૂર્ણ છે કારણ કે સૂર્યના ઉદયનો સાથે જ ઘુવડ પોતાની આંખોની રોશની ખોઈ બેસે છે પરન્તુ પેલો નાનો-શો રોટલો સારીય દુનિયા માટે પ્રિય બન્યો છે

એક સમ્રાટ છે, એના કોષાગારમાં જવાહીરોની થપ્પીઓ જામી છે, પરંતુ એ પણ દસ વાગતા ઘઉંના રોટલાને જ યાદ કરે છે આજ સુધીના ઇતિહાસમાં કોઈ પણ સમ્રાટ તેમ ચક્રવર્તીએ મોતી અથવા હીરાનો રોટલો ખાધો સાંભળ્યો નથી. તમને જો કોઈ પૂછી બેસે કે તમારે મોતી જોઈએ છે કે જુવાર? તો આ બન્નેમાંથી તમે શું પસંદ કરશો? કલ્પના કરો, એક ભાઈએ તમને કહ્યું 'મારી પાસે એક મણ જુવાર છે અને પાંચ અસલી મોતી છે તમે ચાહો તે લઈ શકો છો' તમારા હાથ કઈ બાજુ લંબાશે? ભલે તમે ન બોલો પરંતુ આવો પ્રસંગ ખરેખર જ આવી પડે તો તમારો હાથ પેલા મોતી તરફ જ લંબાશે પરંતુ માનવસમાજના પાપોથી એ પ્રવૃત્તિ રૂપ બની ગઈ અને માનવીના અશુભ વિપાકોદયને કારણે દેશમાં વ્યાપક દુષ્કાળ પડ્યો. અન્નના અભાવે માનવીનાં જીવન સૂકા રેગિસ્તાન (રણ) જેમ ઝૂરવા લાગ્યા ચારેય બાજુ અન્ન માટે પોકાર થવા લાગ્યા. દીકરી એક વાડકો મોતી ભરીને પોતાના પિતાને ઘેર પહોંચે છે અને અશ્રુ-ભરી આંખોએ બોલે છે 'પિતાજી, નાના બાળકો અન્નાભાવે તરફડી રહ્યાં છે હું પિતાને દ્વારે આવી છું આ મોતી ભરેલો વાડકો તમે રાખો અને આને બદલે એટલા જ માપમાં મને જુવારના દાણા આપો પુત્રીની કરુણ કહાણી સાંભળી પિતાનું હૃદય ઊભરાઈ આવે છે અને કરુણ સ્વરે કહે છે 'બેટી, આવા મોતી ભરેલા એ વાડકા તું લઈ જા અને ક્યાંયથી એક વાડકો જુવાર તું જ લાવી આપ'

આવા વિકટ સમયે જો કોઈ આપને એમ કહે કે અમારી પાસે એક

બચ્ચાઓ પર ઝાપટ મારે છે અને સર્પિણી જ્યારે પ્રસવપીડાથી પીડાય છે અને અન્ય કશો શિકાર એને ન મળતા એ ભૂખી બાપડી નવજાત નાગ શિશુઓને જ ભરખી જાય છે

આ તો થઈ પશુજગતની વાત, જે અસભ્યતા અને અસસ્કારિતા માટે બદનામ છે પરતુ સભ્યજગતનો માનવી પણ જ્યારે ભૂખ-પીડાથી પીડાતો હોય છે ત્યારે એ પણ સભ્યતા ને શિષ્ટતાની પોથીને એક બાજુ ફેકી દે છે.

છપ્પનિયાનો દુષ્કાળ, એ દુષ્કાળની ક્રૂર કહાણી છે જનતા અન્નના દાણા દાણા સારુ તડપી રહી હતી અન્નાભાવે મનુષ્યોના શબો રસ્તાઓ પર ખડકાઈ રહ્યા હતા. મેવાડની આ વાત છે એક કૃશકાય મહિલા આગણે બેસી ધાનના દાણા શોધી રહી હતી એના ચાર બેટા, જે અનાજના અભાવે સુકાઈને કાટા બની ગયા હતા, 'રોટલો-રોટલો' ની બૂમ પાડતા માની છાતીએ વળગી રહ્યા હતા. એમને પુચકારતી મા કહેતી 'બેટા, હમણાં રોટલો આપુ છુ.' પણ ઘરમા લોટની એક ચપટી પણ નહોતી ત્રણ ત્રણ દિવસથી ચૂલો ઠડો પડયો હતો, વાસી રોટલા પણ ખલાસ થઈ ગયા હતા. મા ઊઠીને બહાર ગઈ. ઘોડાની લાદમા મકાઈના દાણા દેખાતા હતા એના મને એ લેવા એકવાર તો ઈન્કાર કર્યો પરતુ પેટમા જલતી જ્વાલાએ હાથને લબાવ્યા અને એ એક એક દાણો વીણીવીણી પાણીમા ધોવા લાગી. બરાબર એ જ વખતે એક આદમી ત્યાથી પસાર થયો. એની નજર એ માજી પર પડી એ બોલ્યો "આ શુ કરી રહ્યા છો માજી?" આખોમા રહેલા આંસુ લૂછતી એ બોલી. "પેટમા ભભૂકી રહેલા અગ્નિને શાત કરવા શુ નથી કરવુ પડતુ ભાઈ? તમારા દિલમા કઈક કરુણા-દયા હોય તો આ કરમાઈ જતા મારા બે બાળકોને ખરીદી લઈ જાઓ માની પાસે એ કાન નથી જે ભૂખ્યા બાળકોનુ કરુણ રુદન સાભળી શકે" માજીને એ કોમળ હૃદયી વ્યક્તિએ બે રૂપિયા આપ્યા અને બાળકોને પોતાની સાથે લઈ ચાલ્યો.

બે રૂપિયા વડે પાચ દિવસ નીકળ્યા પરન્તુ આખરે દૂધમુખી એક શિશુએ રોટલાના લાબા ચિત્કાર સાથે સદાને માટે પોતાની આખો બીડી લીધી મા આખોય દા'ડો રડતી રહી બીજે દિવસે એની પેટ-જ્વાળા ફરી ભભૂકી ઊઠી એણે વિચાર્યું 'હવે તો આ મરી ચૂક્યો છે, શા માટે એનાથી જ પેટની આગ શાત ન કરી લઉ?' અને એણે અગ્નિ ચેતાવ્યો માના

એક જુવારની છે અને બીજી છે મોતીની. તમે ચાહો તે લઈ શકો છો. હવે તમે શું લેશો, જુવાર કે મોતી? "જુવાર" (સભામાંથી અવાજ આવે છે) આવા સમયે જુવાર જ લેવાનું પસંદ કરીશું અને તમે તો ભાઈ તેમાંથી જ બદલી ગયા. (સભામાં હર્ષની લહેર)

હા, તો માનવીનું જીવન મોતીઓનું નહીં પણ અન્નના દાણાઓનું છે. હીરા અને મોતીના અભાવે દુનિયાનો એક પણ માણસ મરતો નથી કિન્તુ અન્નના અભાવે હજારો માનવીઓ મૃત્યુમુખે ધકેલાઈ ગયા છે. પેટમાં રોટલો (ધાન) પડ્યો છે એટલે ધર્મની વાત પણ યાદ આવશે. ભારતીય પ્રાચીન સંતો કહેતા

**भूखे भजन न होय गोपाला**
**यह लो कंठी और यह लो माला।**

પેટમાં ઉંદરડાં કૂદી રહ્યા હોય એવા સમયે જો સામાયિકનો ઉપદેશ દેવામાં આવે તો કેટલી અસર થશે એની? ભૂખ્યાને પહેલાં રોટલો આપો પછી જ ધર્મોપદેશ. કારણ કે ઘડામાં પાણી પૂરું ભર્યું હશે તો જ તે સ્થિર રહી શકે છે અને એમાં આપણું પ્રતિબિંબ પણ જોઈ શકાય છે. પરંતુ તે જો અધૂરો હોય અને પાણી અસ્થિર હોય તો આપણે આપણું પ્રતિબિંબ ઠીક ઠીક જોઈ શકીએ નહીં. એ જ પ્રમાણે આપણે બીજાને ઉપદેશ આપીએ છીએ પરંતુ સાંભળનારનું મન જો સ્થિર ન હોય તો એમાં આપણું સ્પષ્ટ પ્રતિબિંબ નહીં પડી શકે અને આપણી વાત એના મનમાં બેસી શકશે નહીં અને જ્યાં સુધી તન સ્થિર ન હોય ત્યાં સુધી મન પણ સ્થિર રહી નહીં શકે. તન અને મનની સ્થિરતા માટે પેટની સમસ્યાનો ઉકેલ પ્રથમ થવો જરૂરી છે. ક્ષુધાની ઉપશાંતિ થતાં મનમાં સ્થિરતા આવી શકે છે અને ત્યારે જ ધર્મ-સ્વર એનામાં સાંભળી શકાય છે.

પેટ જ્યારે ક્ષુધાપીડિત હોય છે ત્યારે બુદ્ધિ પણ અનાચાર તરફ દોટ મૂકે છે. ચાણક્યનો એક મત કહે છે—

**बुभुक्षितः किं न करोति पापम्।**

વિશ્વમાં એવું કયું પાપ છે જે ભૂખ (ક્ષુધા) ન કરાવતી હોય? સાપણ જ્યારે ભૂખી હોય છે અને એને અન્ય કંઈ ખાવાની વસ્તુ ન મળે તો ભૂખપીડિત એ માતાનો સહજ પ્રેમ ભૂલી જાય છે અને પોતાનાં

બચ્ચાઓ પર ઝાપટ મારે છે અને સર્પિણી જ્યારે પ્રસવપીડાથી પીડાય છે અને અન્ય કશો શિકાર એને ન મળતા એ ભૂખી બાપડી નવજાત નાગ શિશુઓને જ ભરખી જાય છે

આ તો થઈ પશુજગતની વાત, જે અસભ્યતા અને અસંસ્કારિતા માટે બદનામ છે પરંતુ સભ્યજગતનો માનવી પણ જ્યારે ભૂખ–પીડાથી પીડાતો હોય છે ત્યારે એ પણ સભ્યતા ને શિષ્ટતાની પોથીને એક બાજુ ફેંકી દે છે.

છપ્પનિયાનો દુકાળ, એ દુષ્કાળની ક્રૂર કહાણી છે જનતા અન્નના દાણા દાણા સારુ તડપી રહી હતી અન્નાભાવે મનુષ્યોના શબો રસ્તાઓ પર ખડકાઈ રહ્યા હતા. મેવાડની આ વાત છે એક કૃશકાય મહિલા આગણે બેસી ધાનના દાણા શોધી રહી હતી એના ચાર બેટા, જે અનાજના અભાવે સુકાઈને કાટા બની ગયા હતા, 'રોટલો-રોટલો'ની બૂમ પાડતા માની છાતીએ વળગી રહ્યા હતા. એમને પુચકારતી મા કહેતી 'બેટા, હમણા રોટલો આપુ છુ.' પણ ઘરમા લોટની એક ચપટી પણ નહોતી ત્રણ ત્રણ દિવસથી ચૂલો ઠંડો પડ્યો હતો, વાસી રોટલા પણ ખલાસ થઈ ગયા હતા. મા ઊઠીને બહાર ગઈ ઘોડાની લાદમા મકાઈના દાણા દેખાતા હતા એના મને એ લેવા એકવાર તો ઈન્કાર કર્યો પરંતુ પેટમા જલતી જ્વાલાએ હાથને લબાવ્યા અને એ એક એક દાણો વીણીવીણી પાણીમા ધોવા લાગી. બરાબર એ જ વખતે એક આદમી ત્યાથી પસાર થયો. એની નજર એ માજી પર પડી એ બોલ્યો "આ શુ કરી રહ્યા છો માજી?" આખોમા રહેલા આસુ લૂછતી એ બોલી "પેટમા ભભૂકી રહેલા અગ્નિને શાત કરવા શુ નથી કરવુ પડતુ ભાઈ? તમારા દિલમા કઈક કરુણા–દયા હોય તો આ કરમાઈ જતા મારા બે બાળકોને ખરીદી લઈ જાઓ. માની પાસે એ કાન નથી જે ભૂખ્યા બાળકોનુ કરુણ રુદન સાભળી શકે" માજીને એ કોમળ હૃદયી વ્યક્તિએ બે રૂપિયા આપ્યા અને બાળકોને પોતાની સાથે લઈ ચાલ્યો.

બે રૂપિયા વડે પાચ દિવસ નીકળ્યા પરન્તુ આખરે દુઃખમુખી એક શિશુએ ગેટલાના લામા ચિત્કાર સાથે સદાને માટે પોતાની આખો બીડી લીધી મા આખોય દાડો રડતી રહી બીજે દિવસે એની પેટ–જ્વાળા ફરી ભભૂકી ઊઠી એણે વિચાર્યું 'હવે તો આ મરી ચૂક્યો છે, શા માટે એનાથી જ પેટની આગ શાત ન કરી લઉ?' અને એણે અગ્નિ ચેતાવ્યો માના

સાથે બેગનું રાજ એમાં રોકાવા લાગ્યું ઠીક તે જ વખતે પેલો સજ્જન ત્યાંથી પસાર થયો. આ દૃશ્ય જોઈ એ તો અવાક્ જ બની ગયો. એવું કહ્યું મા આ શું ! એ બોલી શું કરું પે. માગે છે એને કંઈક તો આપવું જ પડશે. આ રીતે એ બે દિવસ વધુ જીવી શકી ત્રીજે દિવસ ઊગ્યો પણ ધાનનો દાણો તો એક પણ મળ્યો નહી અને ભૂખથી તરફડતી એ મૃત્યુ પામી એનો આઠ માસનો નાનો બાળક મૃત માતાનું સ્તનપાન કરી રહ્યો હતો પણ એ બિચારાને એની શી ખબર કે માનું દૂધ તો શું એનું લોહી પણ ક્યારનું ય સુકાઈ ગયું હતું !

આ તો જીવન સામે પેટની સમસ્યા લાગેલી છે એનો ઉકેલ લાવવો જ પડે. તમે તમારું પેટ ભરો એમાં જૈન ધર્મ ઇન્કાર કરતો નથી કિન્તુ માનવને પેટ ભરવા માત્રથી જ સંતોષ થતો નથી એ તો પેટી પણ ભરવા ચાહે છે પેટી ભરીને એ આનંદ માણે છે પણ વિચારવાનું એ છે કે શું પેટ ભરવાથી સાચું સુખ પામી શકાય છે ? એક વ્યક્તિને દસ રૂપિયા મળ્યા અને એણે એ પેટીમાં બંધ કરી મૂક્યા એ અને એક ક્ષણ માટે પોતાના મનમાં આનંદનો અનુભવ કરી લે પરંતુ બીજે મનુષ્ય એ આનંદનો ભાગીદાર બની શકે નહી બીજી બાજુ અન્ય વ્યક્તિને દસ રૂપિયા મળ્યા એ એની મીઠાઈ લાવે છે પોતાના નાનાં નાનાં ભૂલકાંઓને મીઠાઈ આપે છે બધાં બાળકો ખુશ થઈને નાચવાકૂદવા માંડે છે બતાવો રૂપિયા પેટીમાં રાખવામાં આનંદ છે કે એના ઉપયોગમાં ? નદીમાં મીઠું મધુરું જળ છે કિન્તુ એ નદી સાગરને જઈ મળે છે ત્યારે એનું એ જ મીઠું પાણી ખારું બની જાય છે તે જ પ્રમાણે પૈસો પણ બહાર રહે છે ત્યાં સુધી એ પોતાની મીઠાશ ધરાવે છે ને તિજોરીમાં કેદ થઈ ત્યાં એ પોતાની મીઠાશ ખોઈ બેસે છે એનામાં આનંદને બદલે તિરસ્કાર અને દ્વેષના કીટાણુ પ્રવેશી જાય છે

હવે હું પૂછું છું કે વિખેરવામાં સુખ છે કે સંગ્રહ કરવામાં ? વિરોધી સેના રણમાં એકઠી થાય છે તો દેશવાસીઓના દિલોમાં ભય છવાઈ જાય છે અને યુદ્ધનાં વાદળો ઘેરાવા લાગે છે પરંતુ સેના વિખેરાઈ જાય છે તો જનતાના બધા ભય અને શોક સમાપ્ત થઈ જાય છે એ જ પ્રમાણે જો કોઈ શહેરમાં વસ્તી થાય છે ને ભીડ જામે છે તો સરકારને લાઠીમાર કરવો પડે છે અને કદી કદી તો ગોળીબાર પણ જનતાનો સંગ્રહ થયો કે અશાન્તિ થઈ અને જનતા વીખેરાઈ તો શાંતિ સ્થપાય છે

અણુબોબ (એટમબોબ) વિજ્ઞાનની સહારક શક્તિનો ચરમ વિકાસ છે. માનવહૃદયની પશુતાનુ નગ્ન પ્રદર્શન છે આજે સમસ્ત વિશ્વમા અસખ્ય માનવીઓ અણુબોમ્બના નામથી ચોકી ઊઠે છે એની સહારક કલ્પનાથી એમના પ્રાણ કપી જાય છે હવે તો એના પ્રતિકારક શસ્ત્રની પણ શોધ થઈ રહી છે તમને આશ્ચર્ય લાગશે પણ ભારતે એનો પ્રતિકાર શોધી લીધો છે અને હિસાના પ્રતિકારમા ભારત સદૈવ મોખરે જ રહ્યુ છે. વધુ સમય સુધી હુ તમને મૂલામણીમા રાખવા ઇચ્છતો નથી એ શસ્ત્રનુ નામ છે વિસર્જન-અસગ્રહ માનવસમાજ મોટા મોટા શહેરોમા લાખોની સખ્યામા સગ્રહિત થયો છે, એ જો નાના-નાના ગામડા રૂપે વસ્તુત થઈ જાય તો અણુબોબનો કશો જ ભય રહેશે નહી કારણ કે કરોડો ડૉલરોના ખર્ચે તૈયાર થતો અણુબોબ દસ-પાચ ઘરો ઉપર નાખવાની મૂર્ખતા કરવા કોઈ તૈયાર નહી થાય માટે સગ્રહ જ ભયજનક છે એ ભલે પૈસાનો હોય, ધનનો હોય કે પછી જનનો હોય મળ-સગ્રહ પણ તેમ જ દુખજનક છે. એક દિવસ પણ જો મળ-શુદ્ધિ ન થઈ શકે તો શરીરમા રોગ પગપેસારો કરી મૂકશે તમે એક દા'ડો રોટલો નહી ખાવ તો રોગી નહી બનો પરતુ એક દા'ડો પણ મળ-વિસર્જન ન થયુ તો તમે જરૂર બીમાર પડી જવાના એટલે સગ્રહ ન કર્યો તો ચાલશે પણ ત્યાગની તો પ્રથમ જરૂર છે પરતુ આજનો માનવી ત્યાગને સકટ માને છે અને સગ્રહને આનદ

જીવન છે તો આશિક રૂપે સગ્રહ કરવાનુ પણ આવશ્યક બને છે કેમકે વ્યક્તિ પોતાની પારિવારિક જવાબદારી લઈને બેઠો છે એટલે એ દરિદ્રતાપૂર્ણ જીવન વીતાવી શકે નહી પરતુ એણે કોઈ સીમા-મર્યાદા બાધી લેવી જોઈએ મર્યાદામા રહેલો સગ્રહ જીવનને ગતિ આપે છે પરતુ જ્યારે એ પેલી મર્યાદાનુ અતિક્રમણ કરે છે-લાઘે છે, તો એ વિનાશદાર બની જાય છે એજિનની ગતિ સ્ટીમપાવર (વરાળ) ઉપર આધારિત છે એના વિના એ એક ઇચ પણ આગળ ચાલી શકશે નહી જે વરાળ મેકડો ટન વજન ભારતના એક ખૂણેથી બીજે ખૂણે લઈ જવાની ક્ષમતા, શક્તિ ધરાવે છે, એ જ વરાળ જો લીમીટ (પ્રમાણ)થી વધુ સગ્રહિત થઈ જાય તો એ જ વિસ્ફોટ પણ પેદા કરી શકે છે

મર્યાદાનુ અતિક્રમણ થતા બધી વસ્તુઓ માઠી અસર ઉપજાવે છે ભોજન સમી પ્રાણદાયી વસ્તુ પણ જો મર્યાદા કરતા વધુ સગ્રહિત થઈ જાય છે તો પણ રોગ જન્માવે છે શીતકાળમા ઠડીથી બચવા સારુ માનવીને

ધૂસા (કામળો)ની જરૂર પડે છે પણ દસ અથવા વીસપચ્ચીસ ધૂસા એકી સાથે એને ઓઢાડી દેવામાં આવે તો રક્ષણ કાજે આવતા એ જ ધૂસા એનો શ્વાસ રૂંધી નાખશે.

કહો તો મારું કહેવાનું તાત્પર્ય એ છે કે તમારા સંગ્રહ પર તમારો કાબૂ હોવો જોઈએ. સ્ટીમ (વરાળ) જેવી ચીજ પણ જો અતિ સંગ્રહિત થતાં વિસ્ફોટનું કારણ બને છે તો તેવી જ રીતે સંપત્તિનો પણ જો મર્યાદા કરતાં વધુ સંગ્રહ થઈ જાય તો શું તમારી તિજોરીઓમાં વિસ્ફોટ નહીં થાય? તિજોરીઓમાં ભલે કદાચ વિસ્ફોટ ન થાય પરંતુ સમાજમાં જરૂર એ થવાનો. એક બાજુ અતિ સંગ્રહ થાય છે ત્યારે બીજી બાજુ ખાડો પણ જરૂર થવાનો જ!

સંગ્રહ જ જો કરવો છે તો માની જેમ કરો. એક માતા રોટલા ઘડે છે રોટલા-રોટલીઓ તૈયાર થતાં જાય છે તેમ તેમ એ ડબ્બામાં (ગરવામાં) એકઠી કરતી જાય છે પરંતુ જ્યારે કુટુંબના માણસો જમવા આવે છે ત્યારે એને ખોલી નાખે છે અને એકઠી કરેલી રોટલા-રોટલીઓ એમને પીરસી દે છે એટલું જ નહીં આગ્રહ કરી કરીને જમાડે છે એ જ પ્રમાણે તમને આવો અવસર મળે છે કે તમે તમારી નૈતિકતા ને પ્રામાણિકતા સાથે ધનસંચય કરી શકો છો કરો તો એમાં જૈન ધર્મને કોઈ આપત્તિ નથી. પરંતુ તમારા જ સમાજના ભાઈઓ આર્થિક મુશ્કેલી અનુભવી રહ્યા હોય અને લાજને એક બાજુ રાખી પોતાની સમસ્યા તમારી સમક્ષ ઉપસ્થિત કરે છે અને તમારામાં એનો ઉકેલ લાવવાની ક્ષમતા છે તો તમે પણ તિજોરીઓનાં બારેમાં દ્વાર ખુલ્લાં મૂકી દો. પછી ભાવિની ચિંતા ના કરશો.

જગડૂ શાહે સંગ્રહ કર્યો હતો પણ જ્યારે ભારત પર દુષ્કાળનાં વાદળો ઘેરાયાં ત્યારે તો એમણે તિજોરીઓનાં તાળાં ખુલ્લાં કરી મૂક્યાં. વર્ષોની ઉપાર્જિત સંપત્તિ દેશબાંધવો માટે લૂંટાવી દીધી. માટે સંગ્રહિત સંપત્તિ સમાજ સારું દેશ સારું કે ધર્મ સારું ઉપયોગી બને છે તો તે તમને જરૂર શાંતિદાયક બનશે. નહીંતર ફક્ત પેટી ભરતા જ ગયા અને એમાંથી એક પૈસો પણ સમાજ, ધર્મ, રાષ્ટ્ર કામમાં ન આવ્યો તો એ સંપત્તિ વિપત્તિરૂપ નીવડશે. સમ્રાટ સિકંદર પાસે હીરા ઝવેરાતનો ખજાનો (ભંડાર) કેવો હતો. જેમ અનાજના વેપારીઓને ત્યાં અનાજના કોઠાર ભર્યા રહે છે તેમ સિકંદર

પાસે મોતીઓના કોથળા ભર્યા હતા, તો પણ એ પોતાના જીવનમા એક ક્ષણ પણ શાતિ પામી શક્યો નહીં.

જીવનની સાચી શાતિ અપરિગ્રહમા છે ભગવાન મહાવીરે અઢી હજાર વર્ષો પૂર્વે, ભારતની કોટા-કોટી જનતાને અપરિગ્રહનો માર્ગ બતાવ્યો હતો. આજે પણ વિશ્વને તે જ અપરિગ્રહવાદની જરૂર છે અપરિગ્રહવાદ જ્યારે આવી જશે ત્યારે પેટી ભરવા કોઈ તત્પર થશે નહી સચયવૃત્તિ માનવના દિલ ને દિમાગમાથી નીકળશે ત્યારે જ પરિવારમા, સમાજમા, રાષ્ટ્રમા અને વિશ્વમા સર્વત્ર શાતિનો સૂર સભળાશે.

દિનાક "જૈન ઉપાશ્રય"
૨૦ જુલાઈ, ૧૯૫૮. કોટ, મુબઈ-૧



## પુસ્તક શુ છે?

૧ પુસ્તક એ મહાપુરુષોના સ્થાયી બનેલા વિચારો છે પુસ્તક રૂપી શિક્ષક ચાબુક માર્યા વિના, ક્રોધના સખત શબ્દો કહ્યા વિના, તેમ જ પૈસા અને વસ્ત્રો લીધા આપણને ઉપદેશ આપે છે.

૨ પુસ્તક એ સંસારસમુદ્રમા તરતા યુવકને પણ સફેદવાળ વિનાનો અનુભવવૃદ્ધ બનાવી દે છે

૩ મસ્તિષ્કને તેજસ્વી બનાવવાનો બીજો રસ્તો છે વિદ્યા ભણવી તે મનુષ્યમા પશુતા પણ છે, અને દેવતા પણ છે. પશુતામાથી ધીમે ધીમે વિકાસ પામીને એ મનુષ્ય બને છે અને મનુષ્યથી ઉપર જઈને એ દેવપદ પ્રાપ્ત કરે છે પશુતા પતન છે, અને મનુષ્યત્વ એ ઉત્થાન છે. મનુષ્યત્વના જેટલા સાધનો પશુત્વથી ઉપર ઊઠવામા સહાયક માનવામા આવ્યા છે, તેમા મુખ્ય સાધન શિક્ષા એ મુખ્ય છે એટલા માટે જેટલા સારા સારા પુસ્તકો વાચશો, તેટલો દિમાગ અધિક તેજસ્વી બનશે

# ૪ તોળી-તોળીને બોલો

આજે તમે વાણી અંગે સાંભળવા આવ્યા છો. વાણી એ માનવ-સૃષ્ટિનો સૌ કરતાં મોટો ચમત્કાર છે માનવને પશુ-જગતથી જુદી પાડનાર શક્તિ એ વાણી જ છે જીભ તો પશુઓને પણ મળી છે પણ એ બોલીને પોતાના વિચારો બીજાની સામે વ્યક્ત કરી શકતાં નથી જ્યારે માનવ પોતાના આન્તર-મનના વિચારોને વાણીના માધ્યમ વડે વ્યક્ત કરી શકે છે જેમ અમૃત દેવોની સંપત્તિ છે તેમ મધુર વાણી એ માનવની સંપત્તિ છે

વાક્-શક્તિ આકર્ષણ-કળાનું એક મુખ્ય કેન્દ્રબિંદુ છે એમ તો સૌન્દર્યમાં પણ આકર્ષણ છે જ મોં પર ચાહે તેટલું સૌન્દર્ય નીતરી રહ્યું હોય પણ વાણીનું સૌન્દર્ય અગર તમારી પાસે નહીં હોય તો બીજાં બધાં સૌન્દર્ય ફિક્કાં જ રહેશે

મયૂર (મોર) ને પ્રકૃતિએ અપૂર્વ સુંદરતા બક્ષી છે એની એક એક પાંખે એવાં ચિત્રો પુરાયાં છે કે જાણે કળાકારે પોતાની બધી કળા એના પર જ અર્પણ કરી દીધી છે એ કળાકારની પીંછીએ મોરને રંગ ભરી સુંદરતા દીધી પણ વાણીની મધુરતા દેવામાં એણે લોભ કર્યો છે જ્યારે કોયલનો વર્ણ (રંગ) કાળો છે એટલે શારીરિક સૌન્દર્ય એને મળ્યું નથી પણ પ્રકૃતિનો જીવતો જાદુ-વાણીની સુંદરતા-એ પામી ગઈ છે એટલા જ માટે કોકિલાનો સ્વર કવિઓની કાવ્યભૂમિકામાં અમર થઈ ગયો છે પણ મયૂરની સુંદરતા કવિકલ્પનામાં અમર થઈ શકી નથી. સુંદરતાની ઉપમા આપતા કોઈએ મયૂરને આગળ પસંદ કર્યો નથી જ્યારે દુનિયાના કોઈ પણ ખૂણે સ્વરલહરીઓ કાનોમાં અથડાય છે કે કોયલનું સ્મરણ થયા વિના રહેતું નથી અને આપણે બોલી ઊઠીએ છીએ કે કોયલ કૂકી રહી છે

હા, એક વાત હજુ પણ છે અને તે એ કે રૂપનો જાદુ કાંઈ આપણા હાથમા નથી એ તો પ્રકૃતિએ દીધેલ છે એ નિશ્ચિત છે કે કાળી ચામડીને તમે ગોરી નહી બનાવી શકો ભલેને તમે જોઈએ તેટલો લક્સ સાબુ ઘસી નાખો કે પછી સ્નો પાવડરના ડબ્બા ખાલી કરી દો, પણ અસુંદરને સુંદર બનાવવાની તાકાત એ સ્નો-પાવડરમા નથી પરંતુ વાણી ઉપર તો તમારો અધિકાર છે તમે બોલતા-ચાલતા મધુરતા પ્રસારી શકો છો, સ્વરમા કોમળતા ન આવે તો એની કશી ચિંતા નહી પણ કોમળ શબ્દોમા વાત કરશો તો તમે બીજાના હૃદયમા પ્રવેશ કરી શકશો

સાથે જ વાણીથી માનવની પરીક્ષા થઈ જાય છે ચતુર લોકો જેમ કુંભારને ત્યાં કંઈક ખરીદવા જાય છે ત્યારે પહેલા હાથના ટકોરા વડે ચકાસી જુએ છે કે આ (ઘડો) ફૂટેલો છે કે અખંડ તેમ આદમી પોતાની વાતોથી એ પ્રગટ કરી દે છે કે એ બુદ્ધિમાન છે કે બેવકૂફ ? જીભ દ્વારા શરીરની આંતરિક સ્થિતિનુ અનુમાન કરી શકાય છે કોઈ રોગી જ્યારે વૈદ અથવા ડૉક્ટર પાસે જાય છે ત્યારે એ (વૈદ અથવા ડૉક્ટર) એને સર્વ પ્રથમ જીભ બતાવવા માટે જ કહે છે જીભ જો ગંદી હશે તો એ કહેશે કે તમારુ પેટ સાફ નથી તેવી જ રીતે આપણી જીભ જો ગંદી છે, એનાથી કટુ શબ્દો નીકળે છે તો સમજવુ કે જરૂર અંદર કંઈક ગંદુ છુપાયેલુ છે

મનુષ્યે બોલવામા પણ વિવેકનો ઉપયોગ કરવો જોઈએ વાણી દ્વારા મિત્રોની સંખ્યા વધારી શકાય છે તેમ વાણી શત્રુ પણ પેદા કરી શકે છે. મનુષ્યે એવા પ્રયત્નો કરવા જોઈએ કે જેથી એની વાણી દ્વારા મિત્રોની જ સંખ્યા વધે એની વાણીમા અમૃતધારા હોવી જોઈએ કે જેથી અશાંત માનવીના મનનો અગ્નિ પણ શાંત કરી દે ઝેર તો સાપ પણ થૂંકે જ છે ને ! તેવી જ રીતે વીંછી અને છછુંદર પણ ઝેરનુ જ વમન કરે છે પરંતુ હે માનવ ! તુ તો સંસારનો સર્વશ્રેષ્ઠ પ્રાણી છે તારી પાસે કોઈ આવે અને એને ઝેર જ મળે એ તારી શાનની વિરુદ્ધ છે તારી પાસે તો અમૃત છે, તો બોલતી વખતે તારી જીભથી અમૃત-ધારા જ વહેવી જોઈએ કોઈ તારી પાસે શત્રુતા લઈને આવ્યુ હોય તો પણ એ પાછો ફરે ત્યારે મિત્ર બનીને જાય, તમારી મધુર-વાણીની સુંદર છાપ લઈને જ જાય મીઠી વાણીની એમ તો કંઈ જ કીમત નથી પણ એ છે તો મહાન જ જ્યારે કઠોર-કટુ-ભાષા છે સસ્તી, પણ એનુ રૂપ તો ખોટા સિક્કા જેવુ છે જે ક્યાય ચાલતુ નથી, તેમ કઠોરકટુ ભાષા પણ કોઈને પ્રિય લાગતી નથી

બાળપણમાં આપણી માતાએ આપણી જીભને દૂધ વડે ધોઈ હતી તો દૂધે ધોવાયેલી જીભને અપશબ્દોથી અપવિત્ર કરશો નહીં. આ જીભે સેંકડો મણ સાકર આરોગી છે પણ વિચારવું તો એ છે કે આટલી સાકર ખાવા છતાં જીભ મીઠી થઈ છે કે નહીં? વાણીમાં જો મીઠાશ આવી નથી તો ખાધેલી સાકર નકામી સિદ્ધ થઈ છે. એટલા માટે જ સાધકોના એકવીસ ગુણોમાં બારમો ગુણ પ્રિય-ભાષણનો છે.

લખતી વેળાએ તમે હ્રસ્વ-દીર્ઘ અંગે ખૂબ સાવચેતી રાખો છો. પદ, પેરેગ્રાફ, અલ્પ વિરામ, પૂર્ણ વિરામ એ બધાં જરૂરી છે તેવી જ રીતે બોલતી વખતે લખવા કરતાં પણ વધુ સાવચેતી રાખવાની જરૂર છે. પૂર્ણ-વિરામ અલ્પ વિરામની ભૂલ અનર્થ નહિ કરાવે જ્યારે બોલવામાં થયેલો થોડોક અવિવેક પણ બે દિલો વચ્ચે દિવાલનું કામ કરી જાય છે. ત્યાં પહેલાં પ્રેમ-ગંગા વહેતી હતી ત્યાં તિરસ્કાર અને ઈર્ષ્યાનો અગ્નિ પેદા થઈ જશે અને એની જ્વાળામાં એક આદમી જ નહીં પરંતુ સમગ્ર પરિવાર, સારોય સમાજ અને કદી-કદી તો આખુંયે રાષ્ટ્ર જલી ઊઠે છે. માટે વ્યક્તિએ બોલતી વેળાએ વિવેકના ત્રાજવે તોળી-તોળીને બોલવું જોઈએ.

વિચારકોની વાણીના આઠ ગુણ બતાવ્યા છે. વાણીના સૌન્દર્ય માટે ગુણોનો સદ્ભાવ હોવો જરૂરી છે. આ અંગે હવે આપણે વિસ્તારથી વિચાર કરીશું.

**कार्य पतित (કાર્ય પતિત)**

વાણીનો પહેલો ગુણ છે કાર્ય પતિત. અર્થાત્ જરૂર હોય ત્યારે જ બોલવું, નહિતર મૌન સેવવું. મૌન દ્વારા શક્તિનો સંચય થાય છે. સાથે જ અલ્પ ભાષણથી મનુષ્યની વાણીને બળ પણ સાંપડે છે. સોજ ને સુંદર વાતને પણ વારવાર કહેવામાં આવે તો એ પણ અપ્રિય બની જશે. મનુષ્યના શરીર પર કાન લાંબા છે, પગ પણ લાંબા છે પણ જીભ નાની છે. પ્રકૃતિની આ દેણગી એ બતાવે છે કે "માનવ તું કામ વધુ કર, પણ બોલ ઓછું. જેટલું કરવું એનાથી અડધું જ બોલવું." પણ આજે ઊલટી ગંગા છે. મનુષ્ય જેટલું કામ કરે છે એનાથી દસગણી એ જાહેરખબર કરી મૂકે છે.

એક અરબી કહેવત છે કે "જીભ જેની લાંબી, ઉંમર તેની નાની." જે વધુ બોલવામાં વિશ્વાસ રાખે છે તે લપલપ પણ વધુ કરી બેસે છે. એટલા માટે જ તો મનુષ્યને કુદરતે કાન બે આપ્યા છે જ્યારે જીભ ફક્ત એક જ આપી છે.

શરીરના સ્વાસ્થ્ય માટે નિદ્રા (ઊંઘ) જરૂરી છે એવી જ રીતે આત્મિક સ્વાસ્થ્ય માટે મૌન જરૂરી છે મૌન દ્વારા આત્માને શાન્તિ મળે છે જેમ કે ઊંઘથી શરીરને આરામ

"બોલવુ ચાંદી છે તો મૌન સોનુ." વાચાળપણુ માનવોચિત છે તો મૌન દૈવોચિત મૌનની સર્વશ્રેષ્ઠ સાધના શ્રમણ ભગવાન મહાવીરે કરી હતી. એમણે સાડા બાર વર્ષ સુધી મૌનસાધના કરી હતી એટલે એમની વાણી સાભળવા દેવો પણ સ્વર્ગીય સુખ તજી આવતા હતા આજે ભારતમા બોલવાની પણ એક બીમારી પ્રસરી છે મોટા-મોટા નેતાઓને આ રોગ લાગુ પડયો છે તેમ અન્ય વક્તાઓને પણ. એટલા માટે આજે શ્રવણ કરનારાઓની જિજ્ઞાસા ઓછી થવા લાગી છે, જ્યારે પેલી બાજુ વક્તાઓમા બોલવાનો ઉમગ વધતો જ જાય છે એવુ જણાય છે કે શ્રોતા પાછળ ખસતા જાય છે તો વક્તાઓ તત્ત્વજ્ઞાન સભળાવવા માટે હાથ ધોઈને એમની પાછળ પડયા છે

એક ગામડે થોડાક મુનિઓ પધાર્યા બે દિવસ રહ્યા અને પછી ચાલી નીકળ્યા એમને પૂછ્યુ તો જવાબ મળ્યો કે અમારુ વ્યાખ્યાન સાભળવા કોઈ આવ્યુ જ નહી તો પછી રહીને શુ કરીએ ? એનો અર્થ એ થયો કે વ્યાખ્યાન સાભળનાર આવે તો જ રહેવુ નહીતર બીજા ગામે જઈ મુકામ કરવો, દુકાન લગાવવી, એ પણ એક દુકાનદારીનો ધધો થઈ ગયો છે

વધુ બોલવાની આદત પડી ગઈ હોય તો મનુષ્યે પરમાત્મા પાસે વધુ વાતો કરવી જોઈએ અને બીજા માણસો સાથે ઓછી આમ કરવાથી પણ એ કેટલાક સકટોથી બચી શકશે

વિવેકરહિત વ્યક્તિ વધુ પડતુ બોલીને પોતાનુ કામ કાઢી શકતો નથી; પણ એક વાક્-ચતુર વ્યક્તિ થોડુ બોલીને પણ પોતાનુ કામ કઢાવી લે છે આ ઘડિયાળ તમારી સામે ચાલી રહ્યુ છે એમા બે કાટા છે મોટો કાટો પૂરુ ચક્કર મારીને એક કલાકનો સમય બતાવે છે ત્યારે નાનો કાંટો થોડુક ચાલે છે, પણ એ થોડુક ચાલીને પણ એક કલાકનો સમય બતાવી દે છે

હા, તો એવી કોઈ વાત નથી કે વધુ બોલતી વ્યક્તિ સફળતા જ પામે છે લગભગ એ જોવામા આવ્યુ છે કે વધુ બોલનાર વાણી-વિલાસમાં જ પોતાની શક્તિ ખર્ચી નાખે છે કાર્ય-ક્ષેત્રે એ એક ઇચ પણ આગળ વધી શકતો નથી જેમ સઘન પાદડાંવાળા વૃક્ષને વધુ ફળો આવતા નથી

બાળપણમાં આપણી માતાએ આપણી જીભને દૂધ વડે ધોઈ હતી તો દૂધે ધોવાયેલી જીભને અપશબ્દોથી અપવિત્ર કરશો નહીં આ જીભે સેંકડો મણ સાકર આરોગી છે પણ વિચારવું તો એ છે કે આટલી સાકર ખાવા છતાં જીભ મીઠી થઈ છે કે નહીં ? વાણીમાં જો મીઠાશ આવી નથી તો ખાધેલી સાકર નકામી સિદ્ધ થઈ છે એટલા માટે જ વાણીના એકવીસ ગુણોમાં બારમો ગુણ પ્રિય-ભાષણનો છે

લખતી વેળાએ તમે હ્રસ્વ-દીર્ઘ અંગે ખૂબ સાવચેતી રાખો છો પદ, પૅરેગ્રાફ, અલ્પ વિરામ, પૂર્ણ વિરામ એ બધાં જરૂરી છે તેવી જ રીતે બોલતી વખતે લખવા કરતાં પણ વધુ સાવચેતી રાખવાની જરૂર છે પૂર્ણ-વિરામ અલ્પ વિરામની ભૂલ અનર્થ નહીં કરાવે જ્યારે બોલવામાં થયેલો થોડોક અવિવેક પણ બે દિલો વચ્ચે દિવાલનું કામ કરી જાય છે જ્યાં પહેલાં પ્રેમ-ગંગા વહેતી હતી ત્યાં તિરસ્કાર અને ઈર્ષ્યાનો અગ્નિ પેદા થઈ જશે અને એની જ્વાળામાં એક આદમી જ નહીં પરંતુ સમગ્ર પરિવાર, આખોય સમાજ અને કદી-કદી તો સારું યે રાષ્ટ્ર બળી ઊઠે છે માટે વ્યક્તિએ બોલતી વેળાએ વિવેકના ત્રાજવે તોળી-તોળીને બોલવું જોઈએ

વિચારકોની વાણીના આઠ ગુણ બતાવ્યા છે વાણીના સૌન્દર્ય માટે ગુણોનો સદ્ભાવ હોવો જરૂરી છે આ અંગે હવે આપણે વિસ્તારથી વિચાર કરીશું

**कार्यं पतितं** ( કાર્ય પતિત )

વાણીનો પહેલો ગુણ છે કાર્ય પતિત અર્થાત્ જરૂર હોય ત્યારે જ બોલવું, નહિતર મૌન રહેવું મૌન દ્વારા શક્તિનો સંચય થાય છે સાથે જ અલ્પ ભાષણથી મનુષ્યની વાણીને બળ પણ સાંપડે છે ગમે તે સુંદર વાતને પણ વાર વાર કહેવામાં આવે તો એ પણ અપ્રિય બની જશે. મનુષ્યના શરીર પર હાથ લાંબા છે પગ પણ લાંબા છે પણ જીભ નાની છે પ્રકૃતિની આ રચના એ બતાવે છે કે માનવ તું કામ વધુ કર પણ બોલ ઓછું. જેટલું કરવું એનાથી અડધું જ બોલવું પણ આજે ઊલટી ગંગા છે મનુષ્ય જેટલું કામ કરે છે એનાથી દસગણી એ જાહેરખબર કરી મૂકે છે

એક અરબી કહેવત છે કે "જીભ જેની લાંબી ઉંમર તેની નાની." જે વધુ બોલવામાં વિશ્વાસ રાખે છે તે ભૂલ પણ વધુ કરી બેસે છે એટલા માટે જ તો મનુષ્યને કુદરતે કાન બે આપ્યા છે જ્યારે જીભ ફક્ત એક જ આપી છે

શરીરના સ્વાસ્થ્ય માટે નિદ્રા (ઊંઘ) જરૂરી છે એવી જ રીતે આત્મિક સ્વાસ્થ્ય માટે મૌન જરૂરી છે મૌન દ્વારા આત્માને શાન્તિ મળે છે જેમ કે ઊંઘથી શરીરને આરામ

"બોલવુ ચાદી છે તો મૌન સોનુ" વાચાળપણુ માનવોચિત છે તો મૌન દેવોચિત મૌનની સર્વશ્રેષ્ઠ સાધના શ્રમણ ભગવાન મહાવીરે કરી હતી. એમણે સાડા બાર વર્ષ સુધી મૌનસાધના કરી હતી. એટલે એમની વાણી સાભળવા દેવો પણ સ્વર્ગીય સુખ તજી આવતા હતા. આજે ભારતમા બોલવાની પણ એક બીમારી પ્રસરી છે મોટા-મોટા નેતાઓને આ રોગ લાગુ પડયો છે તેમ અન્ય વક્તાઓને પણ એટલા માટે આજે શ્રવણ કરનારાઓની જિજ્ઞાસા ઓછી થવા લાગી છે, જ્યારે પેલી બાજુ વક્તાઓમા બોલવાનો ઉમગ વધતો જ જાય છે એવુ જણાય છે કે શ્રોતા પાછળ ખસતા જાય છે તો વક્તાઓ તત્ત્વજ્ઞાન સભળાવવા માટે હાથ ધોઈને એમની પાછળ પડયા છે

એક ગામડે થોડાક મુનિઓ પધાર્યા બે દિવસ રહ્યા અને પછી ચાલી નીકળ્યા એમને પૂછયુ તો જવાબ મળ્યો કે અમારુ વ્યાખ્યાન સાભળવા કોઈ આવ્યુ જ નહી તો પછી રહીને શુ કરીએ ? એનો અર્થ એ થયો કે વ્યાખ્યાન સાભળનાર આવે તો જ રહેવુ નહીતર બીજા ગામે જઈ મુકામ કરવો, દુકાન લગાવવી, એ પણ એક દુકાનદારીનો ધધો થઈ ગયો છે

વધુ બોલવાની આદત પડી ગઈ હોય તો મનુષ્યે પરમાત્મા પાસે વધુ વાતો કરવી જોઈએ અને બીજા માણસો સાથે ઓછી આમ કરવાથી પણ એ કેટલાક સકટોથી બચી શકશે

વિવેકરહિત વ્યક્તિ વધુ પડતુ બોલીને પોતાનુ કામ કાઢી શકતો નથી, પણ એક વાક્-ચતુર વ્યક્તિ થોડુ બોલીને પણ પોતાનુ કામ કઢાવી લે છે આ ઘડિયાળ તમારી સામે ચાલી રહ્યુ છે એમાં બે કાટા છે મોટો કાટો પૂરુ ચક્કર મારીને એક કલાકનો સમય બતાવે છે ત્યારે નાનો કાંટો થોડુક ચાલે છે, પણ એ થોડુક ચાલીને પણ એક કલાકનો સમય બતાવી દે છે

હા, તો એવી કોઈ વાત નથી કે વધુ બોલતી વ્યક્તિ સફળતા જ પામે છે. લગભગ એ જોવામા આવ્યુ છે કે વધુ બોલનાર વાણી-વિલાસમાં જ પોતાની શક્તિ ખર્ચી નાખે છે કાર્ય-ક્ષેત્રે એ એક ઇંચ પણ આગળ વધી શકતો નથી જેમ સઘન પાદડાંવાળા વૃક્ષને વધુ ફળો આવતા નથી

તેમ વધુ બોલનારના જીવનમાં ફક્ત શબ્દોરૂપી પાંદડાં જ બાકી રહેતાં હોય છે કાર્ય-ફળ એમને સાંપડતું નથી.

એકવાર બાદશાહ હુમાયુ બહેરામખાનની સાથે વાતચીત કરી રહ્યો હતો. વાતચીત દરમિયાન બહેરામખાન આંખો મીંચેલી રાખી હતી. તેથી હુમાયુએ પૂછ્યું કે "શું તમે સ્વપ્નો સેવી રહ્યા છો?" એનો જવાબ વાળ્યો "નહીં સાહેબ, વડીલ-વૃદ્ધોના મુખે સાંભળ્યું છે કે ત્રણ સમયે મનુષ્યે ત્રણ જાતનો સંયમ જાળવવો જોઈએ. સંતની જોડે વાત કરતી વખતે મન પર સંયમ રાખવો જોઈએ, બાદશાહની સાથે વાતચીત કરતી વખતે આંખો પર સંયમ રાખવો જોઈએ અને જનસમૂહ સામે વાણી પર સંયમ રાખવો જોઈએ." કારણ કે શબ્દ એ પંખી છે કે જે એક વખત ઊડી ગયા બાદ પાછું પાંજરામાં આવતું નથી. જેમ વૃક્ષથી પડેલું પાંદડું સદા માટે એનાથી જુદું પડી જાય છે તેમ મુખેથી નીકળેલા વેણ-શબ્દો સદાને માટે જુદા પડી જાય છે એમને પાછા વાળી શકાતા નથી.

**गर्वरहितम्** ( ગર્વરહિત )

વાણીનો બીજો ગુણ છે ગર્વરહિત અર્થાત્ ગર્વરહિત હોવી જોઈએ. બોલતી વેળાએ પોતાના મુખે પોતાની પ્રશંસાસ્તુતિનાં વેણો ન નીકળવાં જોઈએ. કેટલાક લોકોની આદત હોય છે કે વાતચીત દરમિયાન પ્રસંગ પડતાં તેઓ સ્વ-સ્તુતિ વધુ ગાતા ફરતા હોય છે. એમની વાતની ઢબ જ જુદી જાતની હોય છે. તેઓ કહેતા હોય છે "અમે ત્યાં ગયાં, લોકોએ અમને જોતાં જ કહ્યું 'આગળ પધારો.' ના પાડવા છતાં અમારું નામ મુખ્ય વક્તાઓમાં લખી લીધું. આખરે અમે ઊભા થયા. બે શબ્દો કહ્યા ત્યાં તો લોકોએ તાળીઓના ગડગડાટ શરૂ કર્યો અને ભાષણનું જોરદાર સ્વાગત કર્યું." મિત્રો વળી કહેવા લાગ્યા 'ભાષણ તો શું હતું જાણે વીજળીના ચમકારા જ જોઈ લ્યો! અજબનું ભાષણ હતું!'

પોતાના મોંએ પોતાનાં ગીત ગાવાં એમાં શોભા નથી. વ્યક્તિ તો પોતાના કામની શી સ્તુતિ કરશે? એ તો એનું કામ જ એની સ્તુતિ ગાશે. કદી કદી તો આદમી એવી ગર્વોક્તિ કરી બેસે છે કે એની વાતનું એના મોંએ જ ખંડન થઈ જાય છે.

એક લુહારે બે ચીજો બનાવી. એક હતી ઢાલ અને બીજું હતું તીર. એ બંનેને કહેતો કે સંસારની એવી વસ્તુ નથી કે જે મારા તીરને

વેધી-ભેદી શકે અને એવુ કોઈ શસ્ત્ર નથી જે મારી ઢાલને છેદી શકે. પણ એકે એને પૂછયુ 'તમારુ તીર જ તમારી ઢાલને છેદવા માગે તો?' આનો એની પાસે કોઈ જવાબ નહોતો હા, તો આદમી ગર્વોક્તિમા વિવેકને ભૂલી જાય છે અને એના પોતાના જ મોએ એની વાતનુ ખડન થઈ જાય છે.

સ્વ-સ્તુતિની ભૂખ વ્યક્તિના મસ્તિષ્કમા જ્યારે સવાર થઈ છે ત્યારે એ વિચારી શકતો જ નથી કે એની યુક્તિ એને કયા સુધી સગાથ-સાથ આપશે એકવાર હુ એક ગામડે પહોચ્યો, ત્યા એક શેઠ મારી પાસે આવ્યા. વાતચીત દરમિયાન તેઓ બોલ્યા "ઘરની તો મારે શી વાત કરવી, નોકર સવારે જ્યારે ઝાડૂ કાઢે છે ત્યારે પાચ-દસ રૂપિયા તો કચરામા જ પડેલા મળે છે એ રોજ મારી પાસે આવે અને કહે 'શેઠજી, આજે આટલા રૂપિયા મળ્યા' હુ તો એને કહી દઉ છુ, 'ભાઈ તને જે મળ્યા તે તારા કિસ્મતના છે' પણ જ્યારે હુ એના વિશેષ પરિચયમા આવ્યો; અને જનતાના મોએ એમનુ અસલી રૂપ જાણવા મળ્યુ ત્યારે હું સમજી શક્યો કે શેઠજી કેટલા ઊડા પાણીમા છે!"

ત્યાની જ એક બીજી વાત છે પર્યુષણ પર્વના પ્રવચન દરમિયાન મેં ગુજરાતના નક્ષત્ર સમા, વિશાળહૃદયી એમા દેદરાણીની ઉદારદિલી વાતો સભળાવી કે એ દાનવીરે પૂર્વોપાર્જિત સચિત સપત્તિને ગુજરાતની દુષ્કાળ -પીડિત જનતા માટે કઇ રીતે અર્પી દીધી અને ગુજરાતની જનતાના પ્રાણ બચાવ્યા તેમજ વૈશ્ય નીતિનો ઉજ્જવળ ઇતિહાસ કાયમ કર્યો, ત્યારે એ જ શેઠજી મારી પાસે આવ્યા અને બોલ્યા 'જે કથા આપણે હમણા અમને સભળાવી, બસ, એ જ વાત મારે ત્યા પણ છે અહીના લોકો મને એમો દેદરાણી જ કહે છે' આસપાસ ઊભેલા લોકો મનમા જ હસી રહ્યા. હું પણ હાસ્યને ટાળી શક્યો નહી મે મનમા જ કહ્યું સ્વ-સ્તુતિની ભૂખ ન બોલાવે તેટલુ થોડુ જ છે!

તો વાત-વાતમા જ્યા વારવાર 'હુ' શબ્દ વિક્ષેપ કરે છે ત્યારે એ વાતનો આનદ ઊડી જાય છે બોલનાર વ્યક્તિ ભલે આ ન સમજે પણ સાભળનારના મન પર એની અસર એવી જ થાય છે જેવી કે વરસાદને લીધે વૉટર-કલરના ચિત્રની

**अतुच्छम्** [ અતુચ્છતા ]

વાણીનો ત્રીજો ગુણ છે 'અતુચ્છમ્' વાણીમા પણ સભ્યતા હોવી એ સર્વ પ્રથમ જરૂરી છે આજે તમે ભોજનમા જેમ સ્વચ્છતા ચાહો છો-

શીખી છે અને એનો વિકાસ ઉત્તરોત્તર કરી રહ્યા છે. પહેલાં પાટલા પર બેસી જમતા હતા જ્યારે આજે ખુરશી-ટેબલ આવી ગયાં છે. વસ્ત્રોની સભ્યતા પણ પ્રગતિપથે છે. રેશમ અને નાઈલોનનાં વસ્ત્રો પહેરવા લાગ્યા છીએ. વાસણોમાં પણ સભ્યતા આગળ વધી છે. મકાનોમાં એર-કન્ડીશનર [વાતાનુકૂલિતા] પણ મૂક્યાં છે. ખાવા-પીવામાં, પહેરવા-ઓઢવામાં અને રહેવા-કરવામાં આપણે સભ્યતા આણી છે પરંતુ બોલવાની સભ્યતામાં આપણે પાછળ રહી ગયા છીએ.

પ્રાચીન ભારત વાણી-સભ્યતામાં પણ આગળ હતું. પત્ની પતિ જોડે વાત કરતી તો 'આર્યપુત્ર'ના નામે સંબોધતી હતી અને પતિ પત્નીને 'દેવી' કહીને બોલાવતો હતો.

મનુષ્યે વાતચીતમાં હંમેશાં ઉચ્ચ શબ્દના જ પ્રયોગનો આગ્રહ રાખવો જોઈએ. તુચ્છ વાણી હૃદયની તુચ્છતા જ બતાવે છે. પહેલાં મોટાં ઘરોની એ જ ઓળખાણ હતી કે તેઓ વાતચીતમાં હંમેશાં ઉચ્ચ ભાષા જ વ્યવહારમાં લાવતા હતા. માતા પણ પુત્રને ઉચ્ચ સંબોધન કરતી હતી. નોકર સાથેની વાતચીતમાં પણ એ જ રીત હતી કે જે ઘરના કોઈ પણ માણસ સાથે રખાતી હતી.

વાણી વડે માણસની પરખ થાય છે. સંસ્કૃતના એક કવિએ કહ્યું પણ છે:

न भाति नातस्य ललाट शृंगे
कुक्षि प्रसुतस्य न पाणि पद्मम् ।
यदा यदा मुंचति वाक्य बाण
तदा तदा जाति कुल प्रमाणम् ॥

અસદાચારી વ્યક્તિના માથે કોઈ શીંગડાં ઊગતાં હોતાં નથી તેમ સદાચારી વ્યક્તિના હાથે કમળ ખીલતાં હોતાં નથી. વ્યક્તિની સારા અને નરસાપણાનાં ચિહ્નો જો તમે જોવા જશો તો તમે ગોથું જ ખાઈ બેસશો. બાહ્યના સૌન્દર્યને જ વ્યક્તિનું ઉચ્ચ-નીચપણું માની બેસશો તો એ પણ ઠીક નથી જણાય. એમ તો આજે કેટલાય ગુંડા અને મવાલી લોકો પણ સજ્જનોના વેશમાં ફરતા નજરે જોવા મળે છે. એટલે વ્યક્તિના સારા અને નરસાપણાની ઓળખ તો એની વાણી પરથી જ તમે કરી શકશો. જ્યારે—

જ્યારે એ બોલે છે ત્યારે-ત્યારે એ પોતાની સરસતા અથવા બુરાઈનો પરિચય આપતો જ હોય છે

કારણ કે જેનુ આંતરિક જીવન જેવુ હોય છે, લગભગ એની જીભ પણ એના અંતરનુ એવુ જ ચિત્ર રજૂ કરતી હોય છે, કારણ વાણી હૃદયનુ ચિત્ર છે અને લેખની હૃદયની જીભ છે એક વ્યકિત મીઠાઈ લેવા ગયો પણ એ કોઈ મોચીની દુકાને જઈ ચડ્યો અને ત્યા મીઠાઈની માગણી કરી મોચીની દુકાને મીઠાઈની માગણી કરવી એ સાવ પાગલપણુ છે કેમકે મીઠાઈ તો કંદોઈને ત્યા વેચાતી હોય છે તેમ ઉત્તમ જીવન વિજ્ઞાપન કરનાર પાસે જ ઉત્તમ વાણી પણ સાંપડે છે માટે જીવનની સુંદરતા માટે વાણીમા પણ સભ્યતા લાવવી ઘટે છે

**धर्मसंयुक्तम्** ( ધર્મસંયુક્તતા )

વાણીનો ચોથો ગુણ છે ધર્મ-સંયુક્તપણુ, વાણી ધર્મમય હોવી જોઈએ ધર્મથી વેગળી વાણી ફક્ત અશાંતિના જ બી વાવશે, કારણ કે વાણી તેટલી જ પવિત્ર છે જેટલો કે પરમાત્મા આ જીભ વડે આપણે જો બીજાની નિંદા કરીએ છીએ તો એ સમજી લેવુ ઘટે કે વાણીની પવિત્રતાને આપણે સમાપ્ત કરી રહ્યા છીએ

આજે વ્યક્તિની એ સ્થિતિ છે કે બીજાની આલોચના કરવા પાછળ એ કલાકો વીતાવી દે છે અને મઝાની વાત તો એ છે કે આજે જે વ્યક્તિ અહીં ઉપાશ્રયમા આવી સંતોનો ચરણસ્પર્શ કરે છે અને સંત-જીવન પ્રત્યે શ્રદ્ધાના પુષ્પો વેરે છે તે જ વ્યક્તિ ઉપાશ્રયના પગથિયા ઉતરતાની સાથે સંત-સાધુઓની આલોચના કરતી શરૂ કરી દે છે જીવનનુ આ કેવુ બહુ-રૂપીપણુ છે ? યાદ રાખજો, આમ કરીને તમે તમારી વાણીની પવિત્રતાનુ હનન કરો છો

મે પોતે એ અનુભવ્યુ છે એક વાર એક ભાઈ મારી પાસે આવ્યા. તેઓ કંઈક વાત કરી રહ્યા હતા એટલામા એક બીજા સજ્જન ત્યા આવી ચડ્યા એમને જોતા જ પેલા સજ્જન મલકાતા મલકાતા બોલ્યા "ઓહ તમે છો !" અને મારી તરફ ફરી મને કહેવા લાગ્યા "આ ભાઈ તો અમારા સમાજનુ નાક છે, એમનુ દિલ એટલુ ઉદાર છે કે એમના દ્વારે ગયેલો માણસ આજ સુધી ખાલી હાથે પાછો વળ્યો નથી સ્વભાવ તો એટલો મધુર છે કે સાકર જ જોઈ લ્યો !!" પણ પેલા સજ્જન જ્યા

એમની આંખોથી દૂર થયા કે એ જ ભાઈ સાહેબ આગળ કહેવા લાગ્યા "મહારાજ સાહેબ, પ્રથમ મેથીના એ રૂપિયા છે અને પૂરા ચારસોને વીસ." હું વિચારવા લાગ્યો એક ક્ષણ પહેલાં આ જ ભાઈએ સજ્જનની સ્તુતિમાળા ગાઈ રહ્યા હતા અને બીજી જ ક્ષણે તિરસ્કારનો વરસાદ! આ છે વાણીનું બહુરૂપીપણું જે વાણીની પ્રતિભાનો નાશ કરે છે તમે એનાથી સચેત રહો અને સાથે જ વાણીમાં કોઈના પ્રત્યે તિરસ્કાર પ્રકટ ન કરો. ધિક્કાર, તિરસ્કાર અને અવિચાર એ વાણીના વિકારો છે આનાથી પણ તમારે સદા બચતા રહેવાનું છે

વાણીનો ઉપયોગ સત્યને છુપાવવા સારુ કદી ન થવો જોઈએ. અપિતુ એના વિકાસ માટે પ્રયોગ થવો જોઈએ જેમ શરીરમાં ગરમીની જરૂર છે તેમ વાણીમાં સત્યની જરૂર છે શરીરની ગરમી જ જો સમાપ્ત થઈ જાય તો બાકી શું રહી જશે વારુ! વાણીની સુંદરતા શણગારમાં કે બનાવટમાં નથી એ વાણીનું શરીર છે વાણીનો આત્મા સત્ય છે અને જો સત્ય જ વિદાય પામે તો મડદું જ બાકી રહેશે ને! મડદાને ચાહે તેટલું શણગારો, સજાવો પરંતુ એમાં સજીવ જેવી ચમક દમક કે તેજ આવી જ નહીં શકે. રામના જીવનની એક નાની એવી વાત મને યાદ આવે છે એમ તો રામનું જીવન સ્વયં એક પ્રકાશપુંજ છે એમના જીવનની દરેક બીના નવો પ્રકાશ પાથરે છે અને એટલા જ માટે લાખો વર્ષો વીતવા છતાં પણ રામનું જીવન વૃત્ત આજે પણ એટલું જ નવીન છે જેટલું એ તે સમયે (લાખો વર્ષો પહેલાં) હતું

રામના જીવન-ઇતિહાસમાં સર્વ કરતાં એ દુઃખદ બીના હતી જ્યારે લંકાના યુદ્ધમાં એમનો પ્રિય ભાઈ લક્ષ્મણ સદાને માટે માર્યો ગયો. રામની સેનામાં સન્નાટો છવાઈ ગયો. પોતે રામ પણ ચોધાર આંસુ વહાવી રહ્યા. સમગ્ર પ્રેમ અને વત્સલતા એ આંસુઓમાં નીતરતાં હતાં. ભાઈનો વિયોગ અને તે પણ આવી અચાનક ક્ષણોમાં! એના વીરત્વભર્યા બાહુબળના જોરે જ રામે રાવણ સામે યુદ્ધ પોકાર્યું હતું! વિજય આજે પરાજયમાં સ્થાન લઈ રહ્યો હતો. એમનું હૃદય ચિરાઈ રહ્યું હતું. શું મોઢું લઈને અયોધ્યા પાછા ફરીશ! લક્ષ્મણ ને એની ભાભીને ઊગી શું રામ એકલા અયોધ્યામાં પગ મૂકી શકશે! અને અને સુમિત્રાની અશ્રુ-ભરી આંખો લક્ષ્મણ માટે તલસી રહેશે તો એ શું જવાબ વાળશે એનો! અને વિભીષણ! શું એને લંકા મળશે! વિચારતાં વિચારતાં રામની આંખો ફરી ઊભરાઈ આવી ત્યાં

જ હનુમાન આવી પહોચ્યા અને બોલ્યા "પ્રભો, ઊઠો, વૈદ આવી ગયો છે લંકાના સૌથી મોટા ચિકિત્સક-વૈદને સૂતેલો જ ઉપાડી લાવ્યો છું એ પડી આપશે અને . અને વીર લક્ષ્મણ ફરી આંખો ખોલશે એમને ફક્ત મૂર્છા જ આવી છે ઊઠો, ભગવન્!"

વૈદરાજ સુષેને આશ્ચર્યભરી આંખોએ રામને જોયા એનુ મન બોલી ઊઠ્યુ મર્યાદા-પાલક રામની સ્તુતિ તો આ કાનોએ શ્રવણ કરી છે પણ આજે જરા નજરે જ અનુભવ કરી લઉં અને એણે કહ્યુ . "રામ, હું તૈયાર છું લક્ષ્મણની ચિકિત્સા હમણા જ કરી દઉં છું, પણ એક પ્રશ્ન મારા મનમા ઘોળાઈ રહ્યો છે હુ રાવણનો વૈદ છું, જેના ધાનનુ લોહી મારી નસોમા ભમી રહ્યુ છે અને આપ રાવણના મિત્ર બનીને લંકા આવ્યા નથી એટલે રાવણના શત્રુની ચિકિત્સા કરવાથી હુ સ્વામી-દ્રોહી તો નહી કહેવાઉં ને? ક્યાંય આ સુષેનનુ નામ કર્તવ્ય-ભ્રષ્ટ વ્યક્તિઓની શ્રેણીમા તો નહી લખાઈ જાય ને?"

રામ એક ક્ષણ થોભ્યા ને જવાબ વાળ્યો "હા, વૈદરાજ, તમે ઠીક કહો છો હુ અત્યારે રાવણનો મિત્ર નથી અને તમે રાવણના સેવક છો લક્ષ્મણની ચિકિત્સા તમને સ્વામી-દ્રોહી જરૂર બનાવશે જે રામે સત્યના રક્ષણ કાજે અયોધ્યાનુ સિંહાસન તજ્યુ, પિતાનો સ્નેહ અને માતાની મમતા છોડી ચૌદ વરસનો જેણે વનવાસ સ્વીકાર્યો એ જ રામ સત્યને માટે પોતાના ભાઈ લક્ષ્મણને તજી શકે છે લક્ષ્મણ મારો ભાઈ છે, શુ એટલા માટે હુ તમને સ્વામી-દ્રોહનું પાપ કરાવુ? એ કદી સંભવ નથી તમે સપ્રસન્ન લંકા પાછા ફરી શકો છો." હનુમાન તરફ વળી કહેવા લાગ્યા . "હનુમાન, આમને સાદર વિદાય આપો"

રામની સત્યપ્રિયતાનુ આ અલૌકિક ચિત્ર જોઈ સુષેન ગદ્ગદ બની ગયો બોલ્યો "આજે આ આંખો ધન્ય બની છે આજ સુધી તો કાનો વડે તમારી સ્તુતિ જ સાભળી હતી પણ આજે તો એ સત્ય-પ્રિયતાને હુ સગી આંખોએ પ્રત્યક્ષ નિહાળી રહ્યો છું રામ, તમે માનવ નથી, દેવ છો તમારા જીવનની સુગંધિ યુગ-યુગ સુધી અમર રહેશે સંતોની પાવન જીભે તમારી કથા રહેશે અને માળાના પાવન મણકા ઉપર ભક્તો તમારુ નામ જપશે હુ વીર લક્ષ્મણનો ઉપચાર કરીને પણ કર્તવ્ય-ભ્રષ્ટ બની શકતો નથી, કારણ કે વીર વિભીષણ અહીં જ છે પછી રામની સેવા કોઈને પાતક બનાવે, એ આ દિલ માની શકતુ નથી"

આ છે વાણીનો ધર્મ-સાથ, જે કતલના ક્રિમ કાળોમાં પણ વાણીથી ધર્મનો વિયોગ સહન કરી શકાતો નથી.

## निपुणम् ( નિપુણતા )

વાણીનો પાંચમો ગુણ છે નિપુણતા. વાક્-ચાતુર્ય વાણીને ખીલવે છે. જે વક્તા સભાને ઓળખનાર છે તે સભાને પોતાની બનાવી લેશે. એ સારુ એને બોલવાની કળા પણ શીખવી પડશે. કઈ વાત ક્યાં ફીટ બેસશે–ઉપયુક્ત બનશે એનું એને જ્ઞાન હોવું જોઈએ. બોલવાના અવસરે મૌન રહેવું પણ ઠીક નથી તેમ મૌન સેવવાના અવસરે બોલવું એ પણ પ્રતિભાને ખોવા સમાન છે. ભારતરત્ન પં. મદનમોહન માલવિયાજીમાં વાણીની કળા એવી હતી કે તેઓ જ્યારે ભાષણ કરતા ત્યારે શ્રોતાજનોને પોતાની વાતની વર્તુળમાં લઈ લેતા. વાણીની આ પ્રતિભાના બળે જ એમણે બનારસ હિન્દુ વિદ્યાલયનું નિર્માણ કર્યું હતું.

કેટલીક વખતે એવું બને છે કે વાત એક જ હોય છે પણ એને કહેવાની–રજૂ કરવાની નિપુણતાના અભાવે એક વ્યક્તિ અપમાન પામે છે જ્યારે બીજી વ્યક્તિ યશ મેળવે છે. રાષ્ટ્રીય વિષય ઉપર એકવાર એક વક્તા ભાષણ આપવા ઊભા થયા. તે બોલ્યા : "રાષ્ટ્રના અડધા આદમીઓ મૂર્ખ છે." બસ આટલું સાંભળ્યું કે જનતા ઊભી થઈ ગઈ. વક્તા મહાશયે સારાયે રાષ્ટ્રનું અપમાન કર્યું અને તેથી સભામાં હો-હા થઈ રહી. તે જ વખતે બીજે વક્તા સ્ટેજ ઉપર આવ્યો ને ભારતની પ્રગતિના આંકડા આપતાં બોલ્યો : "આ દેશની અડધી જનતા શિક્ષિત છે." બસ જનતાએ તરત જ તાળીઓના ગડગડાટ સાથે એને વધાવી લીધો.

વાત એક જ હતી પણ નિપુણતાના અભાવે પ્રથમ વક્તાએ બોલવાની ખાધી જ્યારે બીજો વક્તા વાણીકૌશલ્યને લીધે સ્વાગત પામ્યો. મધુર ભાષામાં કહેવાતી વાત મિત્રોની સંખ્યામાં અભિવૃદ્ધિ કરે છે જ્યારે હિતપ્રદ વાત પણ જો કટુ શબ્દોમાં કહેવામાં આવશે તો મિત્રો શત્રુ બની જશે. ઉર્દૂના એક વિચારકે કહ્યું છે કે :

**बनके मतीन रहमा प्यारी सारे जहान से**

અર્થાત પ્યારી જીભ, દુનિયામાં મારો કોઈ મિત્ર હોય અથવા ન હોય એની મને પરવાહ નથી અને મને એની જરૂર પણ નથી. તું જ એક માત્ર

મારી મિત્ર બનીને રહીશ તો દુશ્મન પણ મારા મિત્ર બની જશે હા, તો તમે પણ મિત્ર બનાવવાની જ કળા શીખજો

મિત્ર બનાવવાની કળામાં ગાધીજી અજોડ હતા દુશ્મનાવટભર્યું દિલ લઈને અગર કોઈ એમની પાસે જતુ તો વળતી વખતે દુશ્મનાવટ ત્યાં જ છોડીને જતો ગાધીજીની હાસ્યભરી વાતો જ એવી થતી કે એને લીધે આવેલ વ્યક્તિ વૈમનસ્યને ભૂલી જતી વાત કરવાની કળામા પણ તેઓ એટલા જ નિપુણ હતા એક વખત થોડાક વિદ્યાર્થીઓ એમની પાસે આવ્યા. પોતાના વ્યસ્ત કાર્યક્રમમા પણ તેઓએ એમને સારુ થોડોક સમય ફાજલ પાડયો વિદ્યાર્થીઓએ એમની જોડે થોડાક પ્રશ્નો કર્યા પણ કાર્યવ્યસ્ત ગાધીજીએ ટૂકમા પણ સુદર જવાબો આપ્યા ત્યારે એક વિદ્યાર્થીએ ટીખળ કર્યું 'બાપુ, તમારા જવાબો ઘણા ટૂકા છે જ્યારે કર્મ-યોગી શ્રીકૃષ્ણે અર્જુનના પ્રશ્નના જવાબમા આખી ગીતા રચી નાખી' હસતા-હસતા બાપુએ જવાબ વાળ્યો "કૃષ્ણ પાસે એક જ અર્જુન હતો જ્યારે મારી સામે તો ૭૦ અર્જુન બેઠા છે" આવેલા વિદ્યાર્થીઓ લાગલા જ ખીલી ઊઠયા.

ગાધીજીની વાણી-કુશળતાએ વિદ્યાર્થીઓના મન જીતી લીધા તેઓ ઇચ્છત તો પ્રશ્નનો જવાબ બીજી રીતે આપી શકત તેઓ કહી શકતા હતા કે અર્જુન જેવી ગ્રહણ-શક્તિ તમારામા ક્યા છે? જવાબ ખાતર એ જવાબ જરૂર ગણાઈ જાત પણ એથી એ વિદ્યાર્થીઓના દિલમા ઘા પડત અને તેઓ ઉદાસ મને ત્યાથી પાછા ફરત, પણ વાણી-કુશળ ગાધીજી એ કેમ થવા દે?

હા, તો વાણીની કુશળતા-નિપુણતા વ્યક્તિના દિલને જીતી લે છે અને એ હમેશા માટે બીજાને પોતાનો બનાવી લે છે

**સ્તોક** (ઓછુ બોલવુ-મિતભાષી)

સ્તોક અર્થાત્ ઓછુ બોલવુ એ પણ એક જરૂરી ગુણ છે વાતને થોડામા જ પૂરી કરી દેવાની પણ એક કળા છે કેટલાક લોકોને એવી આદત હોય છે કે તેઓ વાતને લબાવ્યા જ કરતા હોય છે કેટલાક તો વળી પોતાની રામકહાણી (આપવીતી) બહુ રસપૂર્વક સભળાવતા હોય છે. એમને પછુશો 'કહો, કેમ છો?' કે બસ, એમની રામાયણ શરુ થઈ જ ગઈ સમજો કલાકો કલાક કલાક વીતાવી નાખશે "પહેલા મારા પિતાશ્રી ત્યા હતા, ફલાણો વેપાર ચાલતો હતો આવક પણ ઠીક હતી મારી બેનના એવા વિવાહ-લગ્ન કર્યા, આમ કર્યું, તેમ કર્યું, પછી મુકદ્દમાબાજીના ચકરા-

વામાં ફસાયા. ભાઈ મારી સંપત્તિ સમાપ્ત થઈ ગઈ હવે તો હું નોકરી કરું છું મહીને સવાસો કમાઉં છું.

સાંભળનાર થાકી જાય છે એ વિચારે છે જરા એવી વાતમાં તો એણે મોટી પુરાણ-પોથી ખોલી નાખી. આવા આદમીઓથી દૂર રહેવું સારું. એમનાથી બચવાના જ પ્રયત્નો થાય છે કારણ કે જરા ક્યાંક આમે-સામે પ્રશ્ન થયો કે બસ, રેકોર્ડ ચાલવી શરૂ થઈ તે પૂરા દોઢ કલાક સુધી તો બંધ જ નથી થતી. છેડો મુકાવવો ભારે થઈ પડે છે. એની પાસે બીજો કોઈ આદમી બેસવાનું પસંદ નથી કરે કારણ કે એ જાણે છે કે આખેઆખો ઘડો એ માથું ખાઈ જશે.

આમ વિસ્તારથી કહેવાની રીત કે આદત એ વાણીનું એક દૂષણ છે. જો કે વક્તાઓ માટે આમ વિસ્તાર-પ્રિયતા જરૂરી છે. એ પોતાના વિષયને જેટલા સરળતાથી અને વિસ્તારપૂર્વક રજૂ કરશે, શ્રવણ કરનારાઓના દિલ ને દિમાગમાં એ વિષય સારી રીતે પ્રવેશ પામે છે. આ પ્રવચનની એક કળા છે પરંતુ ત્યાં પણ અગર વિસ્તાર-સીમા ઓળંગાઈ જશે તો પ્રવચનનો રસ સમાપ્ત થઈ જશે અને શ્રોતાઓ કંટાળી જશે.

આમ તો પ્રવચનમાં પણ વિસ્તારને સ્થાન રહે છે પરંતુ વાતચીત દરમિયાન વધુ વિસ્તારથી વાત કહેવી એ વાણીના પ્રભાવને નામશેષ બનાવે છે. ટૂંકી વાતમાં જે મધુરતા અને તેજ રહે છે તે વિસ્તારથી કહેવામાં રહેતાં નથી. એટલા માટે પ્રાચીન યુગમાં સૂત્ર શૈલીનો પ્રચાર હતો. જે વ્યક્તિ પોતાની વાતને જેટલા ટૂંકાણમાં વ્યક્ત કરી શકતો હતો તે એટલો જ વધુ સન્માનનીય ગણાતો હતો. વ્યાકરણ તો એટલા સંક્ષિપ્તતાપ્રિય હતાં કે સૂત્રમાંથી એક માત્રા પણ ઓછી થઈ શકતી તો પુત્રજન્મ જેવી પ્રસન્નતા અનુભવતા.

એટલા માટે જ આપણી આગમ-જ્ઞાનધારા સૂત્ર-શૈલીમાં જ ધારેલી છે. સ્વરચના વચનાતિશયોમાં આ પણ એક અતિશય છે. અર્થસૃષ્ટિ જેટલી વિરાટ હોય છે એટલી જ એમની વાણી ટૂંકી હોય છે. સ્વલ્પ શબ્દોમાં વિશાળ અર્થને બાંધી દેવો એ જ તીર્થંકર દેવનો વચનાતિશય કહેવાય છે. આને બિંદુમાં સિંધુ (દીવામાં સરોવર) ભરવાની કળા કહેવાય. જે વ્યક્તિએ આ કળાને સિદ્ધહસ્ત કરી છે એ પોતાની વાતની અસર બીજા ઉપર જરૂર પહોંચાડે જ છે. નહિતર ભારતમાં એક ઉક્તિ છે ને કે **बटोरी एक घर बिगाड़ती है बटोरी दो घर** ચાટનાર એક ઘર બગાડે છે

તો વાતોડિયો બે ઘર બહુ વાતોડિયો માણસ મોઢેથી તો સિંહ જેવો દેખાય પણ દિલથી એ શિયાળ જેવો હોય છે ફક્ત વાતોના વડા એની પાસે હોય છે, પણ કર્તવ્ય-મેદાન જ્યારે સામે આવે છે ત્યારે એ બે ડગલા પણ આગળ વધી નહીં શકે એટલા માટે જ વિચારકો કહે છે.—" બે કલાક વાતો કરવા કરતા બે ડગલા આગળ ચાલવુ સારુ છે "

**पूर्वसंकलितम्** ( પૂર્વે વિચારેલુ )

વાણીનો આ ગુણ પણ જરૂરી છે વિચારને ત્રાજવે તોળીને જ બોલવુ જોઈએ જે વાણીની પાછળ કોઈ વિચાર હોતો નથી, એ વાણી મૂરખની ગણાય છે એક વિદ્વાને મૂર્ખ અને બુદ્ધિમાનની સુદર પરિભાષા બતાવી છે. બુદ્ધિમાન બોલતા પહેલા વિચારે છે, જ્યારે મૂર્ખ બોલ્યા પછી વિચારવા બેસે છે પહેલો વિચારવાને બોલે છે જ્યારે બીજો બોલીને વિચારે છે કે, " હુ શુ કહી ગયો "

પશુ એટલા સારુ કષ્ટ પામે છે કે એ બોલી શકતુ નથી કુદરતે એની વાણીની શક્તિ ઝૂટવી લીધી છે એ પોતાની મનોવેદનાને બોલીને સ્પષ્ટરૂપે વ્યક્ત કરી શકતુ નથી એટલા માટે જ એ દુખી છે જ્યારે માણસ તો બોલીને કષ્ટ-દુખ પામે છે એ અવિચારી એક શબ્દ એવો બોલી નાખે છે કે એથી સમગ્ર પરિવાર અને સમાજનો શાતિભગ થઈ જાય છે બોલનાર પોતે એ શબ્દની પાછળ વર્ષો સુધી આસુડા સારે છે અને એના શબ્દનો હૃદયમા જે ઘા થાય છે તે વર્ષો વીતવા છતાય રુઝાતો નથી.

એક શહેરની આ વાત છે એક મુનીમે ( હિસાબનીશે ) શેઠની દુકાનેથી ૭૫ રૂપિયા લીધા અને ચોપડામા પોતાને નામે જમે કરી દીધા શેઠજીએ ચોપડો તપાસ્યો અને આ વાતની ખબર પડી એટલે ગરમ થઈ ગયા અને એના પર સેકડો ગાળો વરસાવી મુનીમ એ વખતે અપમાનના કડવા ઘૂટડા ઉતારી ગયો પાછળથી સીધો ઈન્કમટેક્ષ ઑફિસે ગયો અને પ્રાઈવેટ હિસાબ બુક આપી દીધી બસ, બીજે જ દિવસે દુકાન પર પોલીસ આવી પહોચી. હાથે સાકળ નાખી શેઠને શહેરની બજારોમા ફેરવ્યા એ મુકદમા પાછળ શેઠજીને ચાલીસ હજારનો ખર્ચ થયો તો પણ કેસ પૂરો થયો નહિ હા, તો અવિચારીને બોલાયેલો શબ્દ પણ એક બોબ છે જે જીવનની શાતિમા વિસ્ફોટ પેદા કરી દે છે

જો કે વિવેકની એક રૂપરેખા બનાવી શકતી નથી તેમ બધા અવસરો પર એક સરખી વાણી ઉચ્ચારવાનો કાયદો બનાવી શકાય નહિ.

ગણિતની જેમ આનો સિદ્ધાંત નિયત (કાયમ) નથી છતાં પણ વાણીમાં તોલ અને વિવેકની રેખા હમેશ જરૂર રહે છે જ

**મધુરમ્ (મધુરી મીઠી)**

મધુરતા એ વાણીનો આઠમો ગુણ છે વાણીમાં મધુરતાનું એ જ સ્થાન જેમ દૂધમાં સાકરનું. દૂધનો પ્યાલો તમારી સામે આવે છે. તમે એને હોઠે અડકો છો અને એકાદ ઘૂંટડો ગળે ઉતારો છો પણ એમાં જો સાકર નાખેલી નહિ હોય તો તમને એ ભાવશે નહિ. તેમ વાણીમાં મધુર હોય પણ જો મીઠાશ ન હોય તો એ પ્રભાવોત્પાદક બની શકતી નથી.

સાચી વાતને પણ જો કટુ શબ્દોમાં રજૂ કરવામાં આવે તો દુનિયા એને (વાતને) રાજી થઈને તો ગ્રહણ નહી જ કરે. રસ્તે ચાલતા એક ભાઈનો રૂમાલ પડી જાય અને બીજો એ જોઈ એને એમ કહે કે "અરે એ ભટ ! આવા મોટું ઊંચું રાખીને શું જાય છે ! તારો રૂમાલ પડી ગયો છે." એ રૂમાલ દેખાડીને જે સહજ કૃતજ્ઞતાનો એ માણસ અધિકારી બન્યો હતો તે ખોઈ બેસશે કારણ કે એના શબ્દોના રણકારથી એનું દિલ તો પહેલાં જ દુભાઈ ચૂક્યું હતું. તો મીઠાશ વિના તમે બીજાના સ્નેહ અને સદ્ભાવનના અધિકારી બની શકતા નથી. માટે તમે સત્ય બોલો પણ એ હિતપ્રદ હોવું જોઈએ. એટલા માટે સંસ્કૃતના એક કવિએ કહ્યું પણ છે

**સત્યં બ્રૂયાત્ પ્રિયં બ્રૂયાત્ ન બ્રૂયાત્ સત્યમપ્રિયમ્**

તમે સત્ય બોલો પણ એમાં વાણીની મીઠાશ હોવી જોઈએ. સાકર જેમ દૂધમાં ભળી જઈને એનાં ટીપે ટીપાને મધુર-સ્વાદિષ્ટ બનાવી દે છે તેવી જ રીતે હૃદયની મધુરતા વાણીમાં ઉતરે છે ત્યારે વાણી મિષ્ટતર-વધુ મિષ્ટ બની જાય છે. એક પ્રશ્ન એ થાય છે કે સત્ય અને પ્રિયતામાં એકની ચૂંટણી કરવી હોય તો તમે કોને ચૂંટશો ? મારું અનુમાન છે કે તમે સત્યને જ ચૂંટશો પણ સત્ય પ્રિયતા-માધુર્યભર્યું હોય. મીઠાશ વગરનું લૂખ્ખું સત્ય આપણા માટે કામ નહી બને. માટે ભગવાન મહાવીર ફરમાવે છે "**काणं काणेत्ति णो वएज्जा**" કાણાને કાણો કહેવામાં સત્ય છે પણ એમાં મીઠાશ નથી. એટલા માટે વીતરાગ-વાણી આવા સત્ય માટે સ્વતંત્રતા આપતી નથી.

અરેરે સત્ય માટે મીઠાશ-મધુરતા જરૂરી છે. મીઠી વાણી પોતે એક ના ... છે આ તો નહુ છે જેના વડે માણસ માત્ર વશમાં બની જાય

થાય છે મુખેથી જો ગાળોનો વરસાદ વરસે છે, અપમાન ને ક્રોધના ચાબૂક ઊછળે છે તો ત્યા દુશ્મનાવટને શોધવા જવાની જરૂર રહેશે નહી.

મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ વનવાસથી પાછા વળ્યા, રાજ્યાભિષેકની શુભ ઘડીએ દાનશાળા ખોલવામા આવી અને એના વ્યવસ્થાપક રૂપે હનુમાનની નિમણૂક કરવામા આવી શ્રીરામે સૂચના આપી કે યાચક જે માગે તે તેમણે આપવુ દાનશાળાના દ્વારેથી કોઈ યાચક ખાલી હાથે પાછો ન વળવો જોઈએ કારણ કે પ્રાચીન યુગનો દાતા યાચકને ભિખારી નહી પણ અતિથિ માનતો હતો ભારતીય સસ્કૃતિ તો અતિથિને દેવરૂપ ગણે છે એનો મત્ર છે "**अतिथि देवो भव**" આજે યુગ પલટાયો છે, સસ્કૃતિ બદલાઈ છે અને મત્ર પણ ફર્યો છે આજે અતિથિ દેવ ગણાય છે જરૂર, પણ એમાં એક શબ્દ જોડાયો છે અતિથિ દેવો નહી પણ "**अतिथि यमदेवो भव**" બની ગયુ છે અતિથિ પ્રત્યેનો પ્રેમ આજે સૂકાઈ ગયો છે હા, તે શ્રીરામે પોતાના પ્રિય સેવકને સૂચના આપી છે કે આગતુક ખાલી હાથે પાછો ફરવો ન જોઈએ

હનુમાને સૂચનાનુ પૂરેપૂરુ પાલન કર્યું રાજ્યના ખૂણેખૂણેથી યાચક-વૃદો આવતા અને હનુમાન પણ દિલ ખોલીને ઉદાર હાથે માગ્યુ આપતા. પણ આ ક્રમ ઘણો લાબો થઈ ગયો યાચકોની ભીડ દિનપ્રતિદિન બમણી થતી ગઈ, એ બધાયની માગણીઓ સાભળવી ને યથોચિત પૂરી કરવી પણ હવે આ ભીડ, ઠઠને જોઈ હનુમાનનુ ધૈર્ય ડગ્યુ હવે તો દાન આપતા આપતા એમણે કઈક મૂઝવણ પણ અનુભવવા લાગી થોડાક દિવસો પછી તો મૂઝવણની સાથે-સાથે ગાળોનો દાન-પ્રવાહ હવે ચાલવા લાગ્યો વસ્તુઓના ભડારમા કદીક ઓછપ, કમી આવી શકતી હતી પણ ગાળોનો ભડાર તો અક્ષય-અખડ હતો અને ગાળોના પ્રખર જોશ પ્રવાહમા યાચકોની-ગીરદી-ભીડ ઓછી થતી ગઈ મર્યાદા પુરુષોત્તમ શ્રીરામના કાને આ વાવડ-ખબર પહોચ્યા. પોતાની દાનશાળાની આ દુર્દશા જોઈ એમનુ દિલ દ્રવી ગયુ પણ સાથે જ પ્રિય સેવક હનુમાનને કઈ કહેવુ પણ ગમતુ નહોતુ એક દા'ડે સધ્યા સમયે શ્રીરામ વનવિહાર માટે નીકળ્યા સાથે હનુમાન પણ હતા રામે કઈક જલ્દી-જલ્દી ડગલા ભરવા માડ્યા, તેથી હનુમાનજી પાછળ રહી ગયા. હનુમાન પાછળ-પાછળ આવ્યા ને સામે જુએ છે તો ઝૂપડીમા એક સત બિરાજેલા છે એમનુ વિચિત્ર દૃશ્ય જોઈ હનુમાન દગ રહી ગયા મુનિનો સમસ્ત દેહ સોના જેમ ચળકી રહ્યો હતો, પણ જ્યા ઉપર જુએ છે તો

મોઢુ ભૂંડ જેવુ દેખાય છે આશ્ચર્ય-વિસ્મય પામે તેઓ નિકટ આવ્યા મુનિના દેહને એકીટશે નીરખી રહ્યા હતા મુનિ બોલ્યા હનુમાન આ દેહને શુ જુઓ છો, જેવુ હોય તો આત્માને જુઓ. હનુમાન બોલ્યા: "પણ મુનિજી આવુ વિચિત્ર રૂપ મે ક્યાંય જોયુ નથી. આનુ પણ કોઈ કારણ હશે ?

મુનિએ કહ્યુ સાંભળવા ઇચ્છા હો તો સાંભળો હુ પૂર્વે જ મગધમાં એક ગૃહપતિ હતો સમ્રાટ તરફથી ચાલતી દાનશાળામાં હુ કામ કરતો હતો.

હનુમાન ! એ દાનશાળામાં મે વર્ષો સુધી દાન દીધા કર્યું હજારો યાચકો આવતા અને હુ એમને ઉદાર હાથે આપતો આ હાથોએ લાખોનુ દાન દીધું છે પણ હનુમાન આ જીભે મધુર વાક્યો-વેણોનુ દાન આપ્યુ નહીં પણ દાનની સાથે તિરસ્કાર વરસાવ્યો યાચકોને અપશબ્દો વડે તિરસ્કાર વરસાવ્યો. યાચકોનો અપશબ્દો વડે તિરસ્કાર કર્યો અને આ ? એ દાન સાકાર બન્યુ છે હાથોએ દાન દીધુ એ સે દેહ સોના જેવો મળ્યો છે પણ જીભે તિરસ્કાર વરસાવ્યો એટલે મોઢુ ભૂંડ જેવુ છે

नाना दानं मयादत्तं रत्नानि विविधानि च ।
न दत्तं मधुरं वाक्यं तदोष्ठ शूकरमुखः ॥

હનુમાનજી બધુ સમજી ગયા અને હવે તો તમે પણ સમજી જ ગયા છો. હવે તમે મીઠી બોલીનો જાદુ સમજી જ ગયા હશોને ?

બોલો પણ પહેલાં બોલવાની કળા શીખો એમ તો જ ન્માનાં બે વર્ષ પછીથી જ તમારી માતાએ તમને બોલતાં શીખવ્યુ છે પણ આજે આ બોલવાની કળા શીખો. બોલો પણ બોલતા પહેલાં તોળો મપાયેલા શબ્દો તમારી વાણીમાં આકર્ષણ જ લાવશે અને એવી વાણી સર્પથી તમને બચાવશે. તમારી વાણીમાં પણ શાંતિ પ્રસરાવી શકશો

દિનાંક
૭-૯ ૧૯૫૮

જૈન ઉપાશ્રય
કોટ મુંબઈ



## ૫. ઘરને સ્વર્ગ બનાવો

સ્વર્ગ વિષેની સોનેરી વાર્તાઓ તમે સાભળી છે અને આપણા ઘણા ભાઈઓ સ્વર્ગના સુખ મેળવવાની તૈયારી કૂણેલા છે પણ હુ એ લોકોને કહુ છુ કે, સ્વર્ગમા તમારી સીટ રીઝર્વ કરાવવા માટે તમારો સમય નકામો બગાડશો નહી એને બદલે તમે જેમા રહો છો એ તમારા ઘરને જ સ્વર્ગ બનાવવા પ્રયત્ન કરો

'ઘર' શબ્દ સહુને સરખો પ્રિય છે એક બાળક રડતુ હોય તેને કહેવામા આવે, 'ચાલ બેટા ઘેર જઈએ' તો એ તરત જ રડતુ ચૂપ થઈ જશે 'ઘર' શબ્દમા જ એ માધુર્ય છે કે, જે સાભળતા બાળક પોતાનુ રડવુ ભૂલી જાય છે એક મકાન છે જેમા ત્રણ ઓરડા છે એમા રસોઈ કરવાની, રહેવાની, તથા સૂવાની વ્યવસ્થા બરાબર છે આ દરેક ઓરડા યોગ્ય પ્રકારના ફર્નિચર વડે સુસજ્જિત કરવામા આવ્યા છે સૂવા માટે સુદર પલગ છે, એમા, એ મકાનનુ નામ છે ડાક બગલો બીજુ પણ એક મકાન છે, ઇટ-ચૂનાનુ બનેલુ એમા પણ ઉપરની બધી જ સુખ સગવડો છે, પણ એ કહેવાય છે હોટેલ ત્રીજુ એક મકાન છે, જેમા રહેવા-સૂવાની પૂરી વ્યવસ્થા છે એમા એક વિશાળ હોલ પણ છે, પણ એનુ નામ છે ધર્મશાળા ચોથુ એક મકાન છે, જેમા માણુસ રહી પણ શકે છે, ભોજન બનાવી શકે છે, સૂઈ શકે શકે છે, આનુ નામ છે ઘર આમ જુવો તો ઇટ, ચૂનો ઇત્યાદિ સામગ્રીનો ઉપયોગ તો બધામા જ એક સરખી રીતે થયો છે, તેમ છતા યે આ ચારે મકાનના નામ જુદા છે જીવનોપયોગી વસ્તુઓ, જીવનને, આવશ્યક સગવડો તો બધામા છે, પણ પેલુ ઘર છે. આ ઘર નથી 'ઘર' શબ્દમા જે આકર્ષણ રહેલુ છે તે પેલા બાકીના ત્રણમાથી એકેમા નથી ભલે એ ઘર કરતા ડાક બગલો અત્યત સુદર હોય, કે એ હોટેલમા સુખસગવડો ઘણી વધારે મળે એમ હોય, હુકમ કરતા જ

ગ્રાઉ મળી શકે, ભોજન મળી શકે એ બધું છતાં માણસ ચાર જગ્યામાં બે દિવસ રહે છે, હોટેલમાં ચાર દિવસ રહે છે, ધર્મશાળામાં બોઉ દિવસ રહે છે અને પછી તેનું મન બોલી ઊઠે છે: ચાલો ઘેર જઈએ.

સાંજે પાંચ વાગે નિશાળનો ઘંટ વાગે છે ને વિદ્યાર્થીઓ ઘર ભણી ચાલી નીકળે છે. મજૂર મિલમાંથી છૂટી ઘર તરફ જાય છે. તમે પણ પ્રવચન પૂરું થતાં ઘેર જશો. ઑફિસ બંધ થતાં ગોઠને ય ઘર યાદ આવે છે. સાધુ પણ સાંજ અગિયાર વાગે ઘેર જાય છે (ગોચરી) દુકાને જતા નથી. આથી વિચારવાનું એ છે કે આ ઘરમાં એવું તે શું આકર્ષણ છે!

દરેક ઘરમાં ચમચમાટ કરતી લાદી જડેલી હોય એવું પણ નથી. ગમે તેવું સાદું ઘર હોય પણ પોતાના ઘરનું માણસને આકર્ષણ છે જ. એથી કરોડપતિને ઘેર વાસણ માંજવાનું કામ કરનારી બાઈ શેઠાણી વાસણ આપવામાં મોડું કરશે તો તરત જ કહેશે: બાઈ સાહેબ, વાસણ જરા જલદી કરો, મારે ઘેર જવું છે. કોઈ તે બાઈને પૂછે કે ઘેર જવાની તને આટલી ઉતાવળ શાની છે? શું તારું ઘર આ મહેલથી યે સુંદર છે? ક્યાં આ સંગેમરમરથી જડેલી ફરસ ને ક્યાં એનું માટીએ લીંપ્યું આંગણું! બેસતાંની સાથે એ ઝૂંપડીમાં કપડાં મેલાં થઈ જાય છે ને તો યે ! પણ એ બાઈનું મન તો તરત બોલી ઊઠશે: એ ગમે તેવું પણ મારું ઘર છે અને તેથી મને એનું જે આકર્ષણ છે તે તમે જાણતાં નથી.

બીજી રીતે વાત કરીએ તો જુઓ: તમે જમાઈના સંબંધે અનેક વાર તમારે સાસરે ગયા હશો. સાસરામાં તમારાં સ્વાગત સન્માનની વાત જ શી કરવી! ત્રણ દિવસમાં છ રતલ વજન વધી જાય તો નવાઈ નહીં. સાસુની કાળજી, સાળાસાળીઓની મીઠી વાતો વગેરેમાં દિવસ ક્યારે વીતી જાય તેની ખબરે પડતી નથી. અને છતાં બે ત્રણ દિવસ થાય છે ને તમને તમારું ઘર યાદ આવે છે, જેમ બાળકને માની યાદ આવે છે તેમ. અને ગમે ત્યાં હો, તમે તમારા ઘરને યાદ કરો છો.

ત્યારે મારો પ્રશ્ન એ છે કે ઘરમાં એવું તે શું છે? ઘરમાં બે ચીજો છે: એક બાજુ ફરજ અને બીજી બાજુ અધિકાર. ઘરમાં તમારો અધિકાર છે. તમે બીમાર હો તો ઘરનાં બીજાં માણસોની સેવા લેવાનો તમને અધિકાર છે. તે જ રીતે ઘરમાં અન્ય કોઈ બીમાર હોય તો તેમની સેવા કરવાની તમારી ફરજ છે.

જેનામા કર્તવ્યભાન નથી અને જે અધિકાર જાણતો નથી તે પશુ છે

જે અધિકાર જાણે છે, પણ કર્તવ્યની જવાબદારીમાથી છટકી જવા પ્રયત્ન કરે છે તે રાક્ષસ છે

જે અધિકાર જાણે છે અને સાથે કર્તવ્યને પણ પિછાને છે તે માનવ છે.

પશુને કોઈ જવાબદારી નથી દુનિયા યોગ્ય રીતે ચાલે કે, તેનો વિનાશ થાય પશુને એની સાથે કોઈ લેવાદેવા નથી તેમ તેનો કોઈ અધિકાર પણ નથી તે કોઈ માટે નથી તેમ એનુ કોઈ નથી ફક્ત એનુ શરીર એનુ પોતાનુ છે કેટલીયે વ્યક્તિઓ એમ કહેતી હોય છે, "મારુ કોઈ નથી, ને હુ કોઈનો નથી" આત્મયોગી પણ આવા જ શબ્દો ઉચ્ચારે છે પણ એવા શબ્દે શબ્દે સસારની અસ્થિરતા પ્રગટે છે જ્યારે બીજાઓ આવા શબ્દો બોલે છે ત્યારે એમના એ શબ્દોમા ક્ષુદ્ર સ્વાર્થની ઝાખી થાય છે. પોતાને માટે તો તે બધુ જ કરવા તત્પર હોય છે પરતુ બીજાની સેવા કરવાનો પ્રસગ આવે છે ત્યારે જ એ બોલી ઊઠે છે કે, 'હુ કોઈ માટે નથી, તેમ મારુ કોઈ નથી' આવો માણસ પશુ છે ભલે ને એને શીગડા કે પૂછડુ ન હોય

બીજી જાતના માણસો અધિકારમા માને છે, પણ કર્તવ્યમા માનતા નથી તેઓ રાક્ષસ સમાન છે આવા લોકોનો સિદ્ધાંત હોય છે કે, 'બધા મારે માટે જ જીવે છે, પણ હુ કોઈ માટે જીવતો નથી' તે હમેશા બીજા પાસેથી લેવા માગે છે દેવા નહી સેવા કરવાનો જ્યારે પણ પ્રસગ આવે છે ત્યારે એ યુક્તિપ્રયુક્તિથી પોતાનુ કામ બીજા પર ઢોળીને ખસી જાય પરતુ જે લેવાની સાથે આપી પણ જાણે છે તે પોતાના શ્રમની ભેટ બીજાના ચરણોમા અર્પણ પણ કરી જાણે છે

'ઘર' શબ્દ સાથે આ જ વાત સકળાયેલી છે એમા માણસ લે છે તેમ દે પણ છે ઘર એવુ સ્થાન છે જેમા તમે આત્મીયતા અનુભવો છો તેમ જ બીજા માટે પોતાના સુખનો ઉત્સર્ગ કેવી રીતે કરાય તેનો પાઠ પણ ત્યા જ મળે છે ઘર કહે છે 'બીજા માટે જીવો, અને બીજાના બળે જીવો' શુ લેવુ, કેટલુ લેવુ અને કેટલુ આપવુ એ પ્રશ્નનો જવાબ ઘર પોતે જ આપે છે માનવી જો 'આપવુ અને લેવુ' એનો વિવેક ભૂલી જાય અને પોતાનો જ વિચાર કરતો રહે, પોતાની જ વાત કર્યા કરે અને પોતાનુ જ હિત વિચાર્યા કરે તો તેના ઘરની સરસતા અને સ્નેહ ગુમાવી બેસે છે

જન્મ લેશે પણ પ્રેમ આ આખી લડાઈનું મૂળ–બદલાની ભાવનાને જ ઉચ્છેદી નાખે છે. ઈર્ષ્યાની લતા ઉપર દ્વેષના ફળ આવે છે પ્રેમની લતા પર સેવાના સુમધુર ફળ આવે છે

પ્રેમ એટલો હલકો છે કે, એનો ભાર લાગતો નથી કામ ગમે તેટલું મોટું હોય પણ એમા જો પ્રેમનુ તત્ત્વ ભળી ગયુ તો તમારા મગજ ઉપર ભાર બનીને રહેશે નહી જે કામમા પ્રેમ છે એમા તમને આનંદ આવશે– એવો આનંદ કે, જેવો બાળકોને રમતમા આવે છે જો કે, રમતમા પણ શરીર થાકે છે, શ્વાસ વહી જાય છે પણ શુ બાળકોને એનો ભાર લાગે છે ખરો? બિલકુલ નહી, કારણ કે, એમા એમનો પ્રેમ છે તમે પૈસા માટે રોટલો છોડી દો છો, બાળક રમતના આનંદમા રોટલાને વીસરી જાય છે.

પ્રેમમા કામનો ભાર લાગતો નથી એક કામ એક માણસ એક કલાકમા કરે છે તો બે આદમીઓ એને કેટલી વારમા પૂરુ કરશે? તે કામ અડધા કલાકમા પણ પૂરુ થઈ શકે છે અને એ કામ એટલુ લાબુ પણ બની જાય છે કે, બે કલાકમા પણ પૂરુ ન થઈ શકે તમે પૂછશો, એમ કેમ? એટલા માટે કે, જો એમા રસ–પ્રેમ હશે તો તે કામ એક અડધા કલાકમા જ પૂરુ થઈ શકશે પણ કામ કરનારાઓમા એ કામ પ્રત્યે રસ–રુચિ–કે, પ્રેમ નહી હોય તો એ એટલુ બધુ ગૂચવાઈ શકે છે કે, બે કલાકમા તો શુ બે વર્ષમાયે પૂરુ થઈ શકતુ નથી

પ્રેમ કામને નાનુ અને હલકુ બનાવી દે છે તમે કામ કરશો અને એનો તમને ખ્યાલેય નહી રહે આ માતાઓ અહી બેઠેલી છે એમને પૂછો કે, જ્યારે એમને ઘેર દીકરીના લગ્ન હોય છે ત્યારે અડધી-અડધી રાત સુધી તેઓ કામ કરે છે તો યે કેમ તેઓ થાકતા નથી? ચાર–ચાર કલાક સુધી ગીતો ગાય છે એમને તમે કહેશો કે, 'હવે થાકી ગયા હશો, આરામ કરી લો.' તો તેઓ શુ જવાબ આપશે? એ જ કે, 'એમા મે' કયુ મહાભારતનુ કામ કર્યુ છે'

એ માતાનુ બાળક બીમાર છે તે એને ખોળે બેસાડી આખી રાત વિતાવી દેશે એનુ મોટુ બાળક કહેશે, 'બા, બાબાને મને આપો, હુ રાખુ છુ–તુ સૂઈ જા' તો માતા કહેશે, 'મને ઊંઘ આવતી નથી તુ સૂઈ જા બેટા' અને જો તમે એ જ માતાને કહેશો કે, 'તમારી સાસુ બીમાર છે, એની સેવા કરવાની છે' તે વિના મને સેવા કરવા લાગશે અને અડધો કલાક પણ નહી થાય કે તે કહેશે, 'ક્યા સુધી સેવા કરતી રહીશ

મને તો ઊંઘ આવી રહી છે.’ બાળક માટે આખી રાત જાગનારી માતા તેના પતિની માતા પાસે જ કેમ થાકી ગઈ? કારણ કે ત્યાં પ્રેમનું એ ઝરણ નથી જે કામના થાકને ભૂલાવી દે.

મશીન ચાલે છે અને યંત્રો ઘસાય છે પરંતુ એમાં થોડું તેલ પૂરો, ઘસાવાનું જ્યારે નહીં તેમ યંત્રો પણ ઓછાં જ ઘસાશે. તેવી જ રીતે સેવાના કામમાં શરીરનું મશીન ઘસાય છે પણ એમાં જો પ્રેમનું તેલ હશે તો એના ઘસાવાની ખબર પણ નહીં પડે.

એક વૃદ્ધ સંત હતા. જેમનો દેહ જર્જરિત થઈ ગયો હતો. તેઓ સિત્તેર વર્ષ વટાવી ચૂક્યા હતા. શરીર થાક્યું હતું પણ મનમાં હજુ તાઝગી સ્ફુરતી હતી. બેસી રહેવું એમને ગમતું નહોતું એટલે લાકડીને ઓથે થોડો-થોડો વિહાર ચાલુ રાખવાનો તેમને પસંદ હતું. એક વખત એક નાની પહાડી ઉતરવાનો પ્રસંગ આવ્યો. એમનો બધો સામાન એમના શિષ્યોના ખભા પર હતો. તેઓ હાથમાં કેવળ લાકડીને સહારે ધીરે-ધીરે શરીરને સંભાળતા ઊતરી રહ્યા હતા. ચઢવું કઠિન છે તેમ ઊતરવું પણ કઠિન છે. હા, પણ પડી જવામાં કોઈ મુશ્કેલી નથી. પડી જવામાં પણ સહીસલામતી નથી. એટલે તે વૃદ્ધ સંત શરીર સંભાળતાં ઊતરી રહ્યા હતા. તો પણ ઘણી મુશ્કેલી પડતી હતી. પેલી બાજુ એક કન્યા પહાડી પર ચઢી રહી હતી. એની પીઠે એનો ભાઈ બેઠેલો હતો. પણ ખૂબ આનંદથી તે ચઢી રહી હતી. જ્યારે એ વૃદ્ધ સંત પાસેથી પસાર થઈ તો સ્થવિર મુનિએ પૂછ્યું શું તને ચઢવામાં મુશ્કેલી પડતી નથી? કન્યાએ કહ્યું શેની મુશ્કેલી?’ મુનિએ આગળ કહ્યું હું તો ખાલી હાથે ચાલી રહ્યો છું. તારી પાસે તો આ ભાર છે. હું ઊતરી રહ્યો છું તું ચઢી રહી છે તો શું તને આ ભાર લાગતો નથી? કન્યાએ હસતાં-હસતાં જવાબ આપ્યો આ તો મારો ભાઈ છે મહારાજ! શું ભાઈનો પણ ભાર લાગે ખરો?

ભાર તો બધામાં હોય છે. પછી ભાઈનો ભાર એ ભાર કેમ ન હોઈ શકે? પણ તે એટલા માટે જણાતો નથી કે ભાઈ પ્રત્યે એનો પ્રેમ છે અને એ પ્રેમમાં ગમના થાકનો અનુભવ થતો નથી. ભાઈ પ્રત્યેના પ્રેમનું ચિત્ર રામના ઘરમાં જોવા મળે છે. ભાઈ પ્રત્યે ભરતનો એટલો પ્રેમ હતો પણ દૂર બેઠા-બેઠા એની કલ્પના થઈ શકતી નથી. એનો ખ્યાલ તો ત્યારે રામ-પિતાનો આદેશ સ્વીકારી ભાઈને માટે અયોધ્યાનું સિંહાસન તજી વન વરે

ચાલી નીકળે છે ત્યા જ આવે છે કૌશલનુ સામ્રાજ્ય તજી રામ એવી રીતે ચાલી નીકળે છે જેમ એક પથિક કોઈ એક વૃક્ષ તળે મધ્યાહ્નને વિશ્રામ લે છે અને થોડી વાર પછી એને છોડી ચાલી નીકળે છે, ત્યા નથી કોઈ પ્રકારનુ મમત્વ કે નથી એ છોડવાનો સકોચ પાછુ વળીને તે જોતા પણ નથી. પિતાના વિશાળ સામ્રાજ્યને રામ એવી રીતે છોડી ચાલી નીકળ્યા જાણે એ સામ્રાજ્યમા તે બે ઘડી વિશ્રામ લેવા જ કેમ થોભ્યા હોય।

રામ ગયા સાથે અયોધ્યાની સુષમા પણ સમાપ્ત થઈ ગઈ ભરત મોસાળથી પાછા ફરે છે અયોધ્યામા પ્રવેશ કર્યો તો જણાયુ જાણે કે, કર્ફ્યુ લાગ્યો હોય કોઈ જાતની ચહેલ-પહેલ દેખાતી નથી એક જાતની મૃત્યુવત્ શાતિ છવાયેલી છે અયોધ્યાવાસીઓના મોઢા પડી ગયા હોય એવુ દેખાઈ રહ્યુ છે એમના દિલમા ઊડો આઘાત લાગેલો દેખાય છે કોઈને કાઈ પૂછે તો તે જવાબ દેવાને બદલે તરત આસુ સારવા લાગે છે ભરતે શત્રુઘ્નની સામે જોયુ એનુ પણ ચિત્ર એવુ જ હતુ તરત રથને થોભાવ્યો અને સાહસ કરીને એક નાગરિકને પૂછ્યુ, "આ અયોધ્યા આજે વેરાન કેમ બની ગયુ છે?" તો જવાબમા આખે આવી રહેલા આસુના ટીપાને મહામહેનતે રોકતા તેણે ફક્ત એટલુ જ કહ્યુ કે, 'મહેલમા જશો ત્યારે બધી વાતની ખબર પડી જશે'

થોડી વારે ભરતનો રથ રાજમહેલ નજીક પહોચ્યો. ભરતના આગમનનો સદેશો પહેલા જ રાણીવાસે પહોચી ગયો હતો કૈકેયી પોતાની પ્રિય દાસી મથરાની સાથે હાથમા આરતીનો થાળ લઈ લાડીલા બેટાની રાહ જોઈ રહી હતી રથ પરથી નીચે ઉતરતાની સાથે જ માતાએ પોતાના લાડીલા પુત્રના લલાટે કુકુમનો ચાદલો કર્યો અને કપૂરની આરતી ઉતારતા-ઉતારતા તે બોલી "બેટા, જેવી મા તને મળી છે તેવી કોઈનેય નહી મળી હોય" ભરતે માતાનો ચરણસ્પર્શ કર્યો અને પહેલો જ પ્રશ્ન કર્યો, "મા, પૂ. પિતાશ્રીને કેમ છે? વડીલ બધુ રામ ક્યા છે? ભાઈ લક્ષ્મણ પણ દેખાતા નથી, દેવી સીતાના દર્શન થતા નથી અને અયોધ્યા આમ સૂમસામ કેમ જણાય છે?"

કૈકેયીએ પ્રેમભર્યા શબ્દોમા જવાબ આપ્યો, "બેટા, તારી પાછળ તારા તાતે રામને રાજ્ય સોપવાનુ કાવતરુ કર્યુ હતુ, પરતુ આ માતાનુ મન એ કઈ રીતે સ્વીકાર કરી શકે કે, કૌશલ્યાનો પુત્ર રામ રાજ્ય કરે અને મારો પુત્ર એની સેવામા ઊભો રહે એટલે બેટા, મે રામને વનમા મોકલીને

મારા પુત્ર માટે અયોધ્યાનું સિંહાસન સુરક્ષિત રાખ્યું છે. મારા વહાલા પુત્ર અયોધ્યાનો તાજ તું પહેરી લે તો મારી આંખો એ જોઈને ટાઢક અનુભવશે.

ભરતને માટે તો આ પ્રત્યેક શબ્દ વીંછીના ડંખ સમાન હતા. એનું હૈયું બળી રહ્યું હતું અને તેનું મન રડી રહ્યું હતું. શું મારી મા છે! ભરતની માતા આટલી કઠોર હશે એ મેં સ્વપ્નમાંય કલ્પ્યું નહોતું. તે કહેવા લાગ્યો, મા, તેં મારો ઇતિહાસ બગાડી નાખ્યો. કોઈનો ઇતિહાસ બગાડવાથી વધારે એના જીવનની બીજી કોઈ મોટી દુર્ગતિ થઈ શકે! દુનિયા એ જ કહેશે કે ભરતે પૃથ્વીના ટુકડા લીધા અને ભાઈને વનમાં મોકલી દીધા. મા તેં આ શું કર્યું! રઘુકુળનો ગૌરવભર્યો ઇતિહાસ આજે ધૂળમાં મળી ગયો!

આંસુ સારતાં ભરતે કહ્યું

पेड़ काट पल्लव तव सींचा मन जियन हित बारि उलीचा।
धीरज धरि हर होइ बसासा हा पापिन तू भइ कुलनासा॥
जो बस कुमति रही हर तोहि जनमत काहे न मारहु मोहि।
बर माँगत मन भई नहीं पीरा गरी न जीभ परेउ नहीं कीरा॥

મહાકવિ તુલસીદાસજીએ ભરતના હૈયાના ભ્રાતૃપ્રેમને અહીં વાચા આપી છે. આ કવિતામાં ભરતનું હૃદય સાકાર થઈ ગયું છે. તેઓ બોલ્યા: ઓ માતા, તેં વૃક્ષને કાપીને જ એનાં પાંદડાંને સિંચન કરવા જેવું કાર્ય કર્યું છે. કોઈએ જાણે માછલીને જીવાડવા સારુ આખા સરોવરનું પાણી ઉલેચી લીધું હોય તેવું. વનની એક ભીલડી પણ એવું કામ ન કરે તેવું કામ તેં કર્યું છે. ધીરજ ધરી તેં સાચો શ્વાસ લીધો પણ હે પાપિણી, સાચે જ તેં રઘુકુળમાં વિનાશનાં બી વાવ્યાં છે. જો તારા દિલમાં આવી કુબુદ્ધિ ભરાઈ બેઠી હતી તો સારું તો એ જ હતું કે તેં જન્મતાંની સાથે જ મારું ગળું દાબી દીધું હોત, જેથી મારે આ અભાગિયો દિવસ જોવો પડત નહીં. મને નવાઈ લાગે છે કે તાતની સામે આવાં કઠોર વચન માગવાનું સાહસ કેમ તારાથી થઈ શક્યું! ઓહ! કેટલું સારું થાત જો વર માગતી વખતે તારી જીભ જ ભાંગી ગઈ હોત અથવા એમાં કીડા પડી ગયા હોત તો! આજે તો આજનો આ ક્રૂર દિવસ જોવો પડત નહીં.

ભરતની નજર સામે ગૌરવનું ધામ છે અને માતાએ એનો પણ નિ

ષ્કટક બનાવ્યો છે પરંતુ ભરત એની કઠોરતમ શબ્દોમાં નિંદા કરી રહ્યા છે જોનાર કહેશે, જન્મ આપનાર જનનીનુ આવુ અપમાન અને તે પણ ભરત જેવાને મોઢે પરંતુ અહીં ઉપરથી તમને માતાનો તિરસ્કાર દેખાય છે પરંતુ ઉપરના કઠોર આવરણને દૂર કરી જોશો તો ત્યાં તમને ભાઈ પ્રત્યે ઊભરાતો અનુરાગ દેખાશે

એક ભાઈ કહે છે, 'હું જો સિંહાસને ન બેઠો તો તેથી શો પ્રલય આવી જવાનો છે? ભરત પણ મારો જ ભાઈ છે ને' જ્યારે બીજો ભાઈ કહે છે, 'મારો ભાઈ વન-વગડામાં ભટકતો ફરે અને હું અયોધ્યાના સિંહાસન પર બેસી મોજ-મઝા માણું ! મારો આત્મા એ કદી સ્વીકાર કરી શકે નહીં.' તમે પણ એવું જ બોલો છો ને કે 'મારા ભાગની મિલ્કત ભાઈ પાસે રહી ગઈ તો શું બગડી જશે ! આખરે છે તો એક જ લોહી ને !' (સભામાં હસાહસ)

જ્યારે તમારો ભાઈ એવું બોલે કે, 'મારો ભાઈ ઝૂંપડીમાં રહે અને હું મરીન ડ્રાઈવના બંગલામાં રહું, એ વાતનો મારો આત્મા સ્વીકાર કરી શકતો નથી' ત્યારે તે દિવસે ઘરમાં આવું વાતાવરણ સર્જાશે, તે દિવસે ઘરમાં સ્વર્ગની શરણાઈઓ વાગી ઊઠશે પરંતુ આજે તો મને મળવો જ જોઈએ જો નહીં આપે તો કોર્ટના બારણા ખખડાવીશું.'

તમારે જો, તમારા ઘરને સ્વર્ગ બનાવવું હોય તો લક્ષ્મણ જેવો વિનય શીખજો, લક્ષ્મણ વાસુદેવ હતા, તો પણ જ્યારે રામ ચાલતા હતા ત્યારે લક્ષ્મણ એમની આગળ ચાલતા અને કાંકરા-પથ્થરને હટાવી ભાઈ માટે રસ્તો સાફ કરતા જતા હતા તમારા ઘરમાં પણ શું આવો વિનય છે? ઘરમાં વિનય હોય તો લડાઈ-ઝઘડા જ સમાપ્ત થઈ જાય પુત્ર એ પિતાનો વિનય રાખે અને વહુ જો સાસુનો વિનય રાખે તો કદી સંઘર્ષ પેદા થાય નહીં, કારણ સમસ્ત દોષોનું મૂળ લોભ છે જ્યાં લોભનું પાણી પડે છે, ત્યાં પાપનો કીચડ થયા વિના રહેતો નથી બિલાડી ઉંદરને ખાવામાં પાપ માનતી નથી. તેવી જ રીતે જેના હૃદયમાં લોભની જ્વાળા છે, તે દુનિયામાં કોઈ પણ જાતનું પાપ કરતા અચકાશે નહીં આગમવાણી કહે છે

"लोहो सव्व विणासणो।"

લોભ સર્વ પાપોનું મૂળ છે તો વિનય બધા સદ્‌ગુણોનું મૂળ છે. એટલા માટે જ વીરપ્રભુએ પોતાની છેલ્લી દેશનાના પ્રારંભમાં વિનય વ્રતને સ્થાન આપ્યું છે વિનય આત્માને જ્ઞાન, દર્શન અને ચારિત્ર તરફ

ઝટકટ બનાવ્યો છે પરંતુ ભરત એની કઠોરતમ શબ્દોમા નિંદા કરી રહ્યા છે જોનાર કહેશે, જન્મ આપનાર જનનીનું આવું અપમાન અને તે પણ ભરત જેવાને મોઢે પરંતુ અહીં ઉપરથી તમને માતાનો તિરસ્કાર દેખાય છે પરંતુ ઉપરના કઠોર આવરણને દૂર કરી જોશો તો ત્યા તમને ભાઈ પ્રત્યે ઊભરાતો અનુરાગ દેખાશે

એક ભાઈ કહે છે, 'હું જો સિંહાસને ન બેઠો તો તેથી શો પ્રલય આવી જવાનો છે ? ભરત પણ મારો જ ભાઇ છે ને' જ્યારે બીજો ભાઈ કહે છે, 'મારો ભાઈ વન-વગડામા ભટકતો ફરે અને હું અયોધ્યાના સિંહાસન પર બેસી મોજ-મઝા માણુ ! મારો આત્મા એ કદી સ્વીકાર કરી શકે નહીં.' તમે પણ એવું જ બોલો છો ને કે 'મારા ભાગની મિલ્કત ભાઈ પાસે રહી ગઈ તો શુ બગડી જશે ! આખરે છે તો એક જ લોહી ને !' (સભામા હસાહસ)

જ્યારે તમારો ભાઈ એવુ બોલે કે, 'મારો ભાઈ ઝૂંપડીમા રહે અને હું મરીન ડ્રાઈવના બંગલામા રહુ, એ વાતનો મારો આત્મા સ્વીકાર કરી શકતો નથી' ત્યારે તે દિવસે ઘરમા આવુ વાતાવરણ સર્જાશે, તે દિવસે ઘરમા સ્વર્ગની શરણાઈઓ વાગી ઊઠશે પરંતુ આજે તો મને મળવો જ જોઈએ જો નહીં આપે તો કોર્ટના બારણા ખખડાવીશું '

તમારે જો, તમારા ઘરને સ્વર્ગ બનાવવુ હોય તો લક્ષ્મણ જેવો વિનય શીખજો, લક્ષ્મણ વાસુદેવ હતા, તો પણ જ્યારે રામ ચાલતા હતા ત્યારે લક્ષ્મણ એમની આગળ ચાલતા અને કાકરા-પથ્થરને હટાવી ભાઈ માટે રસ્તો સાફ કરતા જતા હતા તમારા ઘરમા પણ શું આવો વિનય છે ? ઘરમા વિનય હોય તો લડાઈ-ઝઘડા જ સમાપ્ત થઈ જાય પુત્ર એ પિતાનો વિનય રાખે અને વહુ જો સાસુનો વિનય રાખે તો કદી સંઘર્ષ પેદા થાય નહીં, કારણ સમસ્ત દોષોનુ મૂળ લોભ છે જ્યા લોભનુ પાણી પડે છે, ત્યા પાપનો કીચડ થયા વિના રહેતો નથી બિલાડી ઉંદરને ખાવામા પાપ માનતી નથી. તેવી જ રીતે જેના હૃદયમા લોભની જ્વાળા છે, તે દુનિયામા કોઈ પણ જાતનુ પાપ કરતા અચકાશે નહીં આગમવાણી કહે છે

"लोहो सव्व विणासणो।"

લોભ સર્વ પાપોનુ મૂળ છે તો વિનય બધા સદ્‌ગુણોનુ મૂળ છે. એટલા માટે જ વીરપ્રભુએ પોતાની છેલ્લી દેશનાના પ્રારંભમા વિનય વ્રતને સ્થાન આપ્યુ છે વિનય આત્માને જ્ઞાન, દર્શન અને ચારિત્ર તરફ

જવા પ્રેરણા આપે છે હૃદયનો વિનય લોભીને ઉદાર બનાવે છે જ્યારે અવિનય હૃદયનાં ઉઘડતાં દ્વારોને બંધ કરી દે છે

એક દિયરે પોતાની ભાભી પાસે પાણી માગ્યું ભાભી પોતાની એક આંખ ઉપર ચાલી બેઠી હતી. દિયરે એને જ મશ્કરીનું લક્ષ્ય બનાવતાં કહ્યું કાણી ભાભી પાણી પા." ભાભીનું હૃદય ચીરાઈ ગયું તેણે જવાબ આપ્યો, હું મરતા કૂતરાને પાણી પાઈ શકું છું પણ દિયરીઆ મારા, તને પાણી નહી પાઉં" તે જ વખતે નાનો દિયર આવ્યો અને કહ્યું રાણી ભાભી પાણી પાઓને. નાના દિયરની વાણીમાં સાકર હતી. ભાભીના દિલની કળી ખીલી ઊઠી એણે કહ્યું, મારા લાડીલા દિયર, તને પાણી તો શું અમૃત શરબત પાઈશ

મોટા દિયરની અવિનયભરી વાતે એ ભાભીના હૃદયનાં ખૂલતાં દ્વારો બંધ કરી દીધાં જ્યારે નાના દિયરની વિનયભરી વાણીએ ભાભીના હૃદયનાં બંધ દ્વાર ઉઘાડી દીધાં

એટલા માટે જ વિનયી પુત્ર પિતાના પ્રેમનો વધુ ભાગીદાર બને છે પૈસાના તો સરખા હિસ્સા કરવા પડે છે કારણ આજના યુગમાં એવું વિભાજન કોઈથી સહન થતું નથી. ચાર પુત્રો હોય તો ચારે ય પિતાની સમ્પત્તિ પર પોતાનો અધિકાર જાહેર કરે છે સૌને અધિકાર છે પરંતુ જેણે લોહીનો પરસેવો પાડી સંપત્તિ ભેગી કરી છે તે બરડા બાપનો પણ કોઈ અધિકાર ખરો કે નહી ! પણ એના માટે કોઈ એક શબ્દ પણ ઉચ્ચારતું નથી. કોર્ટ પિતાને બાધ્ય કરી શકે છે કે તે પોતાની સંપત્તિ પોતાના ચારે ય પુત્રો વચ્ચે વહેંચી દે પરંતુ એના પ્રેમનું વિભાજન કરવાનું કોર્ટના અધિકાર ક્ષેત્રની બહારની વસ્તુ છે જે વિનયશીલ હશે તે જ એના પ્રેમનો વધુ ભાગીદાર બનશે.

પૈસા અથવા પ્રેમ જે કંઈ પણ લેવું હોય, તે લેવા માટે તમારે નમવું પડશે. પુત્રને લેવા માટે માતાને નીચા વળવું પડે છે વગર નમ્યે માતા પુત્રને મેળવી શકતી નથી તેમ વગર નમ્યે તમે પણ સદ્ગુણોને મેળવી શકતા નથી. પાણી હંમેશાં એ તરફ વહે છે કે જ્યાં ઢોળાવ હોય તેવી જ રીતે સદ્ગુણો પણ તે બાજુ જ જાય છે ? તરફ હૃદયનો ઢોળાવ હોય અને હૃદયમાં નમ્રતા અને કોમળતા હોય. તમે જમવા બેઠા જમવાની મોજમાં એકાદ મોટો કોળિયો ખાતી ગયા અને તમે મુંઝાયા તો પાણીનો એક ઘૂંટડો પીતાની સાથે જ પેલો કોળિયો પણ પાણીની સાથે જ નીચે ઉતરી

જશે તેવી જ રીતે જ્ઞાનનું ભોજન કર્યું છે પણ વિનયનો ઘૂંટડો પીધો નથી તો તમે મૂઝાઈ જશો.

ગૌશાલક અને જમાલી આવી જ રીતે ગૂચવાયા હતા એમણે જ્ઞાન તો મેળવ્યું હતુ પરંતુ જ્ઞાનની સાથે વિનયના ઘૂંટડા ઉતાર્યા નહોતા તેથી તેઓ ગૂચવાઈ ગયા અને એવા ફસાયા કે, જીવનની શાંતિ ખોઈ બેઠા આટલું જ્ઞાન મેળવ્યા છતા પણ બધી તરફથી તેમને તિરસ્કાર મળ્યો. એનું એ જ કારણ છે કે, તેમણે વિનય સેવ્યો નહી વિનયી શિષ્ય સર્વત્ર સૌનો આદર પામે છે, જ્યારે અવિનયશીલ શિષ્ય સર્વત્ર અનાદર અને અપમાન પ્રાપ્ત કરે છે આગમમા ભગવાન મહાવીર ફરમાવે છે

जहा सुणी पुइकण्णी, निक्कसिज्जइ सव्वसो ।
एवं दुस्सील पडिणीए, मुहरी निक्कसिज्जइ ॥

ઉત્તરાધ્યયન અ ૧ ગા.

જેમ સડેલા કાનવાળી કૂતરીને ક્યાંય પણ પ્રવેશ મળતો નથી, ચારે તરફથી અનાદર અને તિરસ્કાર જ મળે છે તેવી જ રીતે જેણે વિનયને પોતાના હૃદયમાથી દૂર કર્યો છે તેને પણ સૌ કોઈ દૂર જ હડસેલે છે તેને ક્યાય સન્માન મળતુ નથી

મહાપુરુષો સર્વત્ર માન પામે છે કારણ કે, તેઓ પોતાના ગુરુજનોને હમેશા, માન આપે છે શ્રીકૃષ્ણ વાસુદેવ હમેશા પોતાની માતાને પ્રણામ કરતા હતા તેઓ માતાના પગમા પડતા પડતા મોટા થયા તમે પણ તમારી માતાના પગમા પડતા પડતા મોટા થયા હશો લક્ષ્મણ પણ વાસુદેવ હતા. એમનુ પદ મોટું હતું. ત્રિખંડના તે નાયક હતા એમની પાસે સત્તા હતી પરંતુ સત્તાનો નશો નહોતો. સત્તા બૂરી હોતી નથી, પરંતુ બૂરો છે સત્તાનો નશો ધન ખરાબ નથી પણ ધનનો નશો ખરાબ છે રાવણ, કંસ અને દુર્યોધન એના નશામા જ છકેલા હતા. તેથી જ તેઓ દુનિયાની ઠોકરો પામ્યા. સત્તાના મદમા એમણે કહ્યું દુનિયાના માનવીઓ કીડા-મકોડા છે! એટલે દુનિયાએ એમને ઠોકર મારી

જે ઘરમા મોટા-નાનાની મર્યાદા છે, જ્યા લક્ષ્મણ જેવો વિનય છે અને ભરત જેવો પ્રેમ છે તે ઘર જ નહી સ્વર્ગ જ છે

હમણા હુ ઘરના પુરુષપાત્રો અગે બોલ્યો છુ. પરંતુ ઘરમા નારી પાત્રોનુ સ્થાન પણ ઓછુ નથી અને જો સાચુ કહેવામા આવે, તો ઘરનું રાજ નારીઓના હાથમા છે તમે (પુરુષો) દુકાનના રાજા છો તો ઘરની

ગૃહિણીઓ આ નારીઓ છે એટલે એમને પણ બે શબ્દો કહેવા જોઈએ કારણ કે નરકને સ્વર્ગમાં ફેરવી દેવું એ નારીના હાથમાં છે વારુ ત્યારે અહીં બેઠેલી માતાઓ અને બહેનોને હું પૂછું છું કે તમે ઘરને સ્વર્ગ બનાવવા ચાહો છો કે નરક? તમારામાં બન્ને જાતની કળા છે પરંતુ એનો ઉપયોગ કઈ રીતે થઈ રહ્યો છે? આજે તમારા ઘરમાં સ્વર્ગ છે કે નરક?

તમે કદાચ વિચાર કરતા હશો કે મહારાજે આ કેવો પ્રશ્ન કર્યો! તમે કહેશો તમારું ઘર સ્વર્ગ છે વિશાળ બંગલો છે બે બે ગાડીઓ છે બગીચો છે નોકરો છે બધી સામગ્રી છે ઉપર દેખીતું તો તે સ્વર્ગ છે પણ અંદર ઊતરીને જુઓ તો કદાચ બીજું જ દૃશ્ય દેખાશે.

ઘરમાં સાસુ પણ છે અને વહુ પણ. એ ઘરનાં મુખ્ય પાત્રો છે જો એમની વચ્ચે પ્રેમની ગંગા વહી રહી હોય તો સમજવું કે ઘરમાં સ્વર્ગ છે પણ આજે તો સાસુ અને વહુ વચ્ચે વૈમનસ્યની ખીણ ખાઈ ખોદાઈ ગઈ હોય છે સાસુને વહુ અંગે ફરિયાદ છે તો વહુને સાસુ અંગે. વહુ કહે છે "એક મીનીટ પણ આ સાસુ ચેન પડવા દેતી નથી. એની જીભ હંમેશાં ચાલતી જ રહે છે એને મારી એકેય વાત ગમતી નથી સારી સાચી વાત પણ એને જૂઠી લાગે છે કદી પ્રેમનાં બે વચન સાંભળવા મળતાં નથી. સવારથી સાંજ સુધી હું શ્રમ કરતી રહું છું લોહીનો પરસેવો પાડું છું તો પણ બે મીઠા શબ્દો મળતા નથી કે બધો શ્રમ વીસરું.

તો સાસુની વાત પણ સાંભળી લો તે કહે છે હું ઘરની ઇજ્જત આબરૂ સાચવું છું તમે શું જાણો ઘરને કેમ ચલાવવું તે. નિત નવા શોખો અને નિત નવી ફેશનોને લીધે ઘર બરબાદ થઈ ગયું છે કમાણી છે નહીં બિચારો છોકરો સવારથી સાંજ સુધી દુકાને બેસે છે ત્યારે બે પૈસા કમાય છે પણ આને શું? હાથમાં આવ્યું કે બસ પૈસાને તો એના હાથમાં જતાં જ જાણે પાંખો આવી જાય છે તેથી ઘરમાં પૈસો દેખાતો નથી. હું એને સારી-સાચી વાત કરું છું તો એને કડવી લાગે છે હું જ ખરાબ છું દુનિયા મને જ કહે છે તો શું મને કોઈ લડવાનો શોખ છે? શું લડાઈથી મારું પેટ ભરાતું હશે!

સાંભળીને બન્નેની વાતો. બન્નેની વાતોમાં સાચાપણું રહેલું છે પણ વહુને સાસુનું ઘડપણ દેખાતું નથી અને સાસુને નવા યુગની નૂતનતા દેખાતી નથી. એટલે બંને એકબીજાને નિંદે છે પરંતુ આજ વહુ જ્યારે પોતાની સગી મા પાસે જાય ત્યારે એને એનું ઘડપણ આડું આવતું નથી કેમ એની

જીભ પણ લાંબી લાગતી નથી માતાને ઘેર તો એ સવારથી સાંજ સુધી કામ કરે છે ચૂલો પેટાવે છે, વાસણ પણ માંજે છે અને કપડા પણ ધૂએ છે, લોહીનો પરસેવો પણ થાય છે, તેમ છતા લોહી સુકાતું નથી

બીજી બાજુ સાસુની દીકરી જ્યારે ઘેર આવે છે ત્યારે શુ તે પોતાની જૂની ઢબે જ ચાલે છે? શુ કોઈ નવી ફેશન લાવતી નથી? એના માટે તો મા નવી નવી ફેશનેબલ ચીજો ખરીદી લાવે છે, અને એ પ્રેમથી આપે છે. ત્યા કમાણી અને ખર્ચાના મેળની ચિંતા સતાવતી નથી ત્યા એ બધી સીધી સાદી અને સાચી વાતો ભૂલી જાય છે કે જેના વડે એ રોજ-રોજ વહુને નિંદતી હતી.

ઘરનુ આ નરક એક દિવસમા સ્વર્ગમા ફેરવી શકાય છે જો વહૂ સાસુને માની લે અને સાસુ વહુને દીકરી સમજી લે, તો દૃષ્ટિ બદલાતાં જ સૃષ્ટિ પણ બદલાઈ જશે જ્યા સુધી દૃષ્ટિ નહી બદલાય ત્યા સુધી આ ક્રમ ચાલતો જ રહેશે

હા, તો માતાઓ તમે માઠુ લગાડશો મા ઘરને સ્વર્ગ પણ તમે જ બનાવી શકો છો અને નરક બનાવનાર પણ તમે જ છો બનાવ એક જ બને છે, પરંતુ જો દૃષ્ટિ જ બદલાઈ હોય તો એ જ બનાવ ઘરને સ્વર્ગ બનાવી શકે છે અને તે જ નરક પણ

એકવાર એક વહુથી કાચનો ગ્લાસ ફૂટી ગયો કાચના ફૂટવાનો અવાજ સાભળતા જ તેની સાસુ દોડતી આવી અને જોતાની સાથે જ આંખો ચઢાવતા બોલી "શુ હાથ ભાગી ગયા છે તારા? રોજ-રોજ માલ ખાય છે તો બધી શક્તિ જાય છે કયા? જો બાપુને ઘેર આવો ગ્લાસ ફૂટત તો ખબર પડત અહીં મારો દીકરો કમાય છે આખો દિવસ બેઠી-બેઠી ખાય છે, એટલે જ હાથની શક્તિ જીભે આવી ગઈ છે રોજ જીભ લડાવ્યા કરે છે આજે ગ્લાસ ફોડ્યો, કાલે પ્યાલો ફોડશો તો વળી ક્યારે સ્કાબી ફોડે છે"

વહુ પણ તાડૂકની કહેવા લાગી "હા, હા, હુ બેઠી-બેઠી ખાઉ છુ અને તમે ઊભા-ઊભા ખાતા હશો જાણે કે, કમાઈ-કમાઈને ઢગલા કરી દીધા. એકેય દિન ખાલી જતો નથી જ્યારથી આવી છુ ત્યારથી રોજ રોજ બે-ચાર સભળાવી ન દો ત્યા સુધી ચેન પડતુ નથી કદી મારી માને વગોવશો, તો કદી મારા બાપને અને કોઈવાર તો વળી મારી સાત પેઢીઓને સપાટામાં લેશો એ બધા ખરાબ છે. દૌગલ્યાનો અવતાર તો તમે જ લઈને આવ્યા છો"

બંને બાજુએ તીર વરસ્યાં અને એકબીજાના હૃદયને વીંધવા લાગ્યાં. આવું જ જો ઘર હોય તો પછી નરક આથી વિશેષ ખરાબ કેવું હશે! નરકનું ચિત્ર તમે જોઈ લીધું હવે સ્વર્ગનું ચિત્ર પણ જોઈ લો.

વહુ દૂધનો ગ્લાસ ભરી સસરાને આપવા જઈ રહી હતી. દૂધ ગરમ હતું. ગ્લાસ એકદમ હાથમાંથી છૂટી ગયો. જમીન પર પડતાં જ ગ્લાસના ટુકડેટુકડા થઈ ગયા. બાજુના ઓરડામાંથી સાસુ દોડતી આવી કહેવા લાગી: દીકરી ચિંતા ન કરીશ. ખાલી ગ્લાસ જ ફૂટ્યો છે ને! ગ્લાસના ટુકડા ભલે થયા પણ મારી બેટીના દિલના ટુકડા થવા ન જોઈએ. જોજે બેટા ક્યાંક તારા પગમાં કોઈ ટુકડો પેસી ન જાય. મારી સોના જેવી વહુથી શું કાચનો ગ્લાસ મોંઘો છે!

આ શબ્દો જાણે અમૃતના ઘૂંટડા હતા. એ સાંભળતાં જ વહુની આંખો ભીંજાઈ આવી. તે સાસુના પગમાં પડી ગઈ. કહેવા લાગી: મેં પિયરમાં મારી માને ગુમાવી પણ અહીં મને નવી મા મળી ગઈ છે. એ સગી મા કરતાં પણ મારા પ્રત્યે વધારે પ્રેમ ધરાવે છે. ઘેર પણ જો ગ્લાસ ફૂટી જાય તો સગી મા પણ બે શબ્દો કહ્યા વગર રહેતી નથી.

ગ્લાસ પડે છે અને ફૂટતાં કોઈ રોકી શકતું નથી. પરંતુ પ્રેમને વહેવડાવી તમે રોકી શકો છો. કાચના ટુકડા થયા એની ચિંતા નથી પરંતુ ઘરના ટુકડા થવા દેશો નહીં.

ઘરમાં પ્રેમનું વાતાવરણ જમાવેલું રાખ્યું હોય, એકબીજાનું સન્માન જાળવ્યું હોય, એકબીજાનો આદર કર્યો હોય તો ઘર સ્વર્ગ બની શકે છે.

કુટુંબનાં બે મહત્ત્વપૂર્ણ સ્તંભો છે પતિ અને પત્ની. એમની જવાબદારીઓ અંગે પણ મારે કહેવું છે પરંતુ આ ઘડિયાળ કહે છે કે હવે બસ કરો. વારુ ત્યારે પતિ-પત્નીની જવાબદારીઓ અંગે બીજી વાર વિચાર કરીશું. ૐ શાંતિ.

જૈન ઉપાશ્રય કાંદિવલી મુંબઈ



## ૬. ચાહના ટળી તો ચિંતા ટળી

આજના પ્રવચનનું મથાળું છે "ચાહના ટળી તો ચિંતા ટળી" ચિંતા એ માનસિક શક્તિને કોરી ખાનાર કીડો છે તમે ચિંતાથી મુક્ત થવા ઈચ્છો છો તમે એકલા જ શા માટે, કોઈ પણ શિક્ષિત વ્યક્તિ ચિંતાથી બચવા જ માગશે

તો શું ચિંતા એ જરૂરી છે?

વિચારવાનું તો એ છે કે ચિંતા જીવન માટે જરૂરી પણ છે? ચાલો, થોડીક્વાર આપણે ચિંતાની જરૂરિયાત અંગે પણ વિચારી લઈએ એમ તો તમે સાંભળતા આવ્યા છો કે ચિંતા એ ચિતા સમાન છે પરંતુ ક્યારેક ચિંતા પણ જરૂરી બની જાય છે

એક વિદ્યાર્થી છે એને રમવાનો બહુ જ શોખ છે દિવસમાં આઠ કલાક ઘરની બહાર રહે છે પિકનીક પાર્ટીઓમાં સૌથી પહેલો એ હોય છે શહેરના સિનેમાઘરોના નામો એને યાદ છે ક્યા સિનેમા-ઘરમાં ક્યું સિનેમા ચાલી રહ્યું છે એની એને પૂરેપૂરી માહિતી છે પરંતુ અભ્યાસના પુસ્તકોમાંનું એક પણ પાનું એ કદી ખોલતો નથી, તો તમે કહી જ ઊઠશો કે તને ભણવાની ચિંતા નથી દરકાર નથી, તો શું પાસ થઈશ? હવે કહો, અહીં ચિંતા જરૂરી છે કે નહીં?

એનોનું કામ ઘરમાં સુવ્યવસ્થા જાળવવાનું છે તે જો પ્રમાદ કરે છે, ઘરમાનો સામાન વેરવિખેર પડ્યો હોય છે, કચરો પણ સાફ થતો નથી, સાત વાગ્યે પથારી તજે તો ચાહનો કપ ક્યારે મળશે, ઓફિસે જવાનો સમય થઈ ગયો છે ને ઘરમાં જમવાનું તૈયાર નથી, બાળકોને અગિયાર વાગ્યે શાળાએ જવાનું છે અને સાડા દસ વાગ્યા છતાં એમના ભાણાનું

કાંઈ ભાન નથી તો આવી સ્થિતિમાં તમે શ્રીમતીજીને કહેશો કે તને ઘરની કાંઈ ચિંતા છે કે નહીં!

ઘરની ચિંતા રાખવી જરૂરી છે ગૃહિણીને જો ઘરની કાળજી (ચિંતા) નહીં હોય તો તમારું દરેક કામ અવ્યવસ્થિત બની જશે. તમને તમારી ઓફિસની ચિંતા રહ્યા કરતી હોય છે પોણાદશ ઉપર ઘડિયાળનો કાંટો આવ્યો કે તમારા મનમાં ખળભળી મચી જાય છે. પુરુષવર્ગ દુકાનના કામમાં જો આળસ કરે અગિયાર વાગ્યે દુકાને જવાનો સમય હોય ત્યારે જમીને બે કલાકની નિંદર ખેંચે અને સાંજ ચારે ઊઠીને દુકાને જાય તો તેવા વખતે દેવીજી (શ્રીમતીજી) જ કાન ભંભેરશે કે તમને દુકાનની ચિંતા છે કે નહીં! આ તો તમે જ વિચારો કે તમારે ચિંતા-કાળજી રાખવી છે કે નહીં!

પ્રવચનનો સમય સાડા આઠ વાગ્યાનો છે શ્રોતાઓ આવી પહોંચ્યા છે અને હું જો નવ વાગ્યા સુધી ઉપર જ બેઠો રહું તો તમે જ બોલી ઊઠશો કે મહારાજશ્રીને અમારા સમયની કિંમત જ નથી. આ મારી વાત છે તમારી નથી. તમે સાડા આઠને બદલે નવ વાગ્યે આવો તો શું ગેરલાભ નથી! તો મુનિજી પોતાના સમયે પાટ ઉપર આવી જતા નથી તો કહેવાય છે કે મહારાજશ્રીને ચિંતા જ નથી. અમારો સમય બગડે છે તો મારે પણ તમારી ચિંતા રાખવી રહી.

તમારો દીકરો બીમાર છે ડૉક્ટરને તમે દેખાડ્યું એણે યોગ્ય દવાઓ પણ આપી. એ ઠીક સમયસર દવા જ લેતો ન હોય ચરી પાળતો ન હોય તો તમે જ કહેશો કે તને તારા શરીરની કાંઈ કાળજી જ નથી તો બીજો એવું શું કરે! હવે જો ડૉક્ટર જ ઠીક સમય ઉપર ઇન્જેક્શન દેવા આવતો નથી તો તમે ડૉક્ટરને કહેશો કે સાહેબ તમને મારા પુત્રની દરકાર છે કે નહીં! અને જો ટ્યુશન-શિક્ષક સમય પર આવે નહીં અને બાળક અભ્યાસમાં નબળો હોય તો તમે એ માસ્તરને કહેશો કે તમને પૈસાથી જ મતલબ છે અમારા બાળકની કાંઈ ચિંતા જ નથી.

ડૉક્ટરે ચિંતા જ ન રાખી તો રોગીના પ્રાણ ઊડી જાય, માસ્તરે કાળજી ન રાખી તો બાળક નાપાસ થઈ જાય. કોઈ ક્લાર્ક જો સમયસર ઓફિસે પહોંચતો નથી તો તમે એને નોકરી પરથી કાઢી મૂકશો. આરોપ મૂકશો કે તમને તો સમયની કાંઈ પડી જ નથી.

